## સૌ. દિવાળીબાઈ તે સ્વ. પ્રહ્‍લાદજી સેવકરામનાં પત્ની સ્મારક-ગ્રંથમાળા ફંડનો

# ઉપોદ્‍ઘાત

સ્વ. પ્રહ્‍લાદજી સેવકરામના પુત્ર ઇંદુપ્રસાદ વતી એમનાં બહેન કમળાલક્ષ્મીએ રૂ. ૫૦૦૦)ની રકમ સોસાયટીને એવી શરતે સોંપી છે કે એના વ્યાજમાંથી સ્ત્રીઉપયોગી પુસ્તક દર વર્ષે અથવા એથી વધતા ઓછા અંતરે સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કરવું અને એ પુસ્તકમાં 'સૌ. દિવાળીબાઈ, તે સ્વ પ્રહ્‍લાદજી સેવકરામનાં પત્ની, સ્મારક-ગ્રંથમાળા' એ નામ લખવું એ પ્રમાણે સદરહુ ફંડમાંથી આજ દિન સુધીમાં નીચેનાં પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામા આવ્યા છે:

| નં | નામ | કીમત |
|---|---|---|
| ૧ | ગ્રીક સાહિત્યનાં કરુણરસપ્રધાન નાટકો અને કથાઓ | ૦ ૧૦ ૦ |
| ૨ | જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૦-૧૨-૦ |
| ૩ | હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ—પૂર્વાર્ધ | ૧—૦—૦ |
| ૪ | ,, ,, ,, —ઉત્તરાર્ધ | ૧—૦—૦ |
| ૫ | ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ | ૧—૦—૦ |
| ૬ | ફોરમ (શ્રી વિદ્યાબહેન ર. નીલકંઠનો લેખ-સંગ્રહ) | ૨—૦—૦ |

ગુજરાત વિદ્યાસભા
**અમદાવાદ**
તા. ૧૫-૯-૫૫

**જેઠાલાલ જીવણલાલ ગાંધી**
સહાયક મંત્રી

# નિવેદન

ગુજરાત વિદ્યાસભા તરફથી મારા લેખોનો સંગ્રહ છપાવવાનું નક્કી કરવામાં આવ્યું તે પરથી એ યોજનામાંનું આ પ્રથમ પુસ્તક પ્રગટ થાય છે જુદાજુદા સામયિકોમાં અને વિવિધ સ્થળે વેરાયેલા, પ્રસંગોપાત્ત લખાયેલા લેખોમાં એઓને જોડનાર કડીઓનો અભાવ તો દેખીતો જ છે, પરન્તુ ગયા જમાનામાં થઈ ગયેલાં કેટલાંક જાણીતા માણસોની હકીકતના ચિત્રો નવી પેઢીની જાણમાં આવે તો કાંઈ ઉપયોગી થાય એવો સંભવ છે. 'ફોરમ' વિભાગમાં આપેલા પરિચયો ગુજરાત અને ખાસ કરીને અમદાવાદના સામાજિક વિકાસની થોડી-ઘણી રૂપરેખા દર્શાવી શકશે એવી આશા છે આલેખનો અને સ્મૃતિચિત્રો એકમેકમાં ભળી જતાં પણ જણાશે. સામાન્ય જનતાને વાંચવું ગમે તેવું આ લખાણ બને તો એ પ્રગટ કરવાનો હેતુ સિદ્ધ થશે

આ પ્રકાશન માટે સ્નેહી ભાઈ શાસ્ત્રી કેશવરામ કાશીરામે ખૂબ જ શ્રમ લીધેલો છે એ ખાતે એમની ઋણી છુ. એમણે કાળજીપૂર્વક આ કામ કર્યું છે અને તેથી જ આ પુસ્તક બહાર પાડવામાં સુગમતા થઈ છે. મારી તરફના એમના સદ્ભાવને લઈને જ એમણે આ માથે લીધેલું.

વડોદરાવાળા ડૉ મંજુલાલ રણછોડલાલ મજમૂદારે વિદ્યાસભાને મારી હયાતીમાં લેખો છપાવવા સૂચના કરી અને સમિતિએ એ મંજૂર રાખી એ બદલ સમિતિનો આભાર મારે માનવો જ જોઈએ. આ સભાના માનાર્હ મંત્રી તરીકે છેલ્લા લગભગ ત્રીસ વર્ષથી મારી નિમણુક થાય છે એટલે સંસ્થાનો મારા પ્રત્યે પક્ષપાત પણ હોય એ સ્વાભાવિક છે.

મે, ૧૯૫૫      વિદ્યાબહેન ર. નીલકંઠ

# અનુક્રમણિકા

## આલેખનો

## સ્મૃતિ-ચિત્રો

# મારું બાળપણ

મારું નામ વિદ્યાબહેન નીલકંઠ મારો જન્મ અમદાવાદમા જ થયેલો એટલે મારા નાનપણના દિવસો અમદાવાદમા જ વીતેલા અમદાવાદ તે સમયમા એટલે લગભગ ત્રણ જમાના ઉપર આજ જેવુ નહોતુ. શહેરની વસ્તી માડ પોણો લાખ હશે શહેરના કોટ બહાર થોડા જ મકાનો હસ્તીમા હતા શાહીબાગ અને કાપ કાપમા તો લશ્કર અને તેના અમલદારો તથા થોડા બીજા ગોરા અમલદારો રહે શાહીબાગમા કમિશ્નરનો બગલો શાહી બાગ જે કહેવાય છે અને જેના પરથી એ વિસ્તારનુ નામ છે તે અને જૂજ બીજા રહેઠાણ હતા નદીપાર આગાખાનના બે બગલા બિસમાર હાલતમા હતા અને ધૂળિયો કોટ કરીને મોઈ જગ્યા કહેવાતી, બાકી કાઈ મળે નહીં હાલ સન્યાસાશ્રમ કહેવાય છે તે બગલો પડીખડી હાલતમા પાછળથી જોયેલો યાદ છે.

આજ તમે ઘોડાગાડીઓ મોટરો બસો વગેરે ફરતા આપણે ત્યા જુઓ છો તેમાનુ કાઈ જ નહોતું ભાડાની ગાડીઓ ક્યારથી શરૂ થઈ તેની સરત નથી, પણ મારા છેક નાનપણમા નહોતી અમદાવાદના ગણ્યાગાઠ્યા શ્રીમતોને ત્યા બળદગાડીઓ તથા ઘોડાગાડીઓ હતી, એકાદ ડઝન ભાગ્યે હશે વીજળીના દીવા પણ ન હતા કેરોસીનના દીવા પણ પાછળથી વપરાવા લાગ્યા દિવેલના કોડિયા, કદીલ કાચના ગ્લાસ અને વધારે મોટાઈ ખાતે મીણબત્તી વપરાતી દીવાસળી વાપરતા તે આજના જેવી 'સેફ્ટી' કાળા છેડાની નહીં પણ સળકતા લાલ રગના છેડાની–જેની સાથે ઘસાય ત્યા સળગી જાય–તે પહેલા ગધક લગાડેલા સાઠા વપરાતા, પણ તે મારા વખત પહેલા

અમદાવાદમા પાણીના નળ મારી યાદદાસ્ત પ્રમાણે ૧૮૯૦મા આવ્યા તે પહેલા કૂવામાથી નાહવા ધોવાનું અને ટાકામાથી પીવાનુ

પાણી વપરાતું ટાંકાં તો તમાગમાંથી ઘણાએ જોયા પણ નહીં હોય. ઘરની અંદર જ જમીન નીચે છોગધ પાકા બાંધણીનો ઓરડો અથવા ભોંયરા જેવું બનાવે–ઘરની અગાસી તથા છાપરામાંથી નળ વાટે તેમાં પાણી ભરાય. એ પાણી મીઠું ઘણું, કેમકે વરસાદનું હોય; પરંતુ પૂરું સ્વચ્છ તો ના જ કહેવાય. અગાસી ધોવાય છાપરું ધોવાય પછીના વરસાદનું પાણી તેમાં વાળવામાં આવે, પરંતુ ચોખ્ખાઈ તો પૂરી ના જ રહે.

ઘેર ઘેર રેંટિયા ચાલતા એ મને બરાબર સાંભરે છે. પોતાને નાકે પીંજારો પૂણીઓ વણીને સવારમાં વહેલો બેસે. ત્યાંથી પૂણીઓ લઈ કાંતેલું સૂતર તેને પહોંચાડાતું.

કંદોઈ ઓળમાં મીઠાઈઓ–બરફી પેંડા જલેબી લાડુ વગેરે વેચાતા, સેવ ગાંઠિયા મમરા પણ મળતાં, પરંતુ હાલની પેઠે બધે તેની દુકાનો નહોતી. બીજાં ફરસાણ પણ વેચાતાં નહીં. બોર રાયણ જાંબુ વગેરે વેચવા બાઈઓ આવતી, જેઓ પૈસાને બદલે અનાજ લઈ આ ચીજો આપતી. બાજરી આપો તો તેને તોલેતોલ માપ આપે, ઘઉં ચોખા આપો તો બમણું માપ મળે. એમ વિનિમયની પદ્ધતિ આ વસ્તુઓમાં ચાલતી. લીલી તરિયાળી તો જૂના લોખંડના ખીલા, સપ ગમે વગેરે બદલે વેચાતી.

ભણવા માટે છોકરાઓની ગામઠી નિશાળો મોટે ભાગે હતી. સરકારી નિશાળો શરૂ થઈ ગઈ હતી તેમજ મ્યુનિસિપલ પ્રાથમિક શાળાઓ છોકરાની થોડી ઘણી ચાલતી. છોકરીઓ માટે ખાનગી નિશાળો બે હતી.

અમારા બચપનમાં મોંઘવારી પુષ્કળ હતી. ઘી એક રૂપિયાનું અઢીશેર ત્રણ શેર મળતું અને તેલ દસ શેર–ખાંડ પણ દસ શેર–દૂધ બે પૈસે શેર અગર ત્રણ પૈસે શેર મળતું–પાણી બે ગળવાનો તો અમલથી આવેલો રિવાજ હતો જ. શાકભાજી બે ત્રણ પૈસે શેર મળે અને અમુક જાતનાં શાક જે ઋતુમાં ખાસ થતાં હોય તો તે એક પૈસાનાં

બશેર કે ત્રણ શેર મળે નારંગી મોસંબી એવા ફળોની દુકાનો નહીં જેવી હતી કેરી કેળા દાડમ મળતા, શેલડી પણ મળે

પોળે પોળે ને ચકલે ચકલે માણભટ્ટની કથાઓ થતી રામાયણ મહાભારત વગેરે કહેવાતા મહાભારત એ રીતે મેં સાભળેલુ રાત્રે નવથી બાર એક લગી કથાઓ કહેવાતી.

મારુ બાળપણ મારા મોસાળમા ઘણેભાગે વીતેલુ સ્વ રા બ ભોળાનાથ સારાભાઈ તે મારા માતામહ થાય એમની બે મોટી હવેલીઓ સાકડી શેરીમા લાખા પટેલની પોળમા હતી અમારે ત્યા ત્રીસ ચાળીસ માણસ એક રસોડે જમતા અને દસ બાર કે વધારે બાળકો એકઠા હતા પડોશના બાળકો પણ ભેગા થાય અને ચોકઠામા સાત તાળી કે એવી રમતો રમતા અમારે ત્યા ત્રણ ઘોડા, ત્રણ ગાડીઓ અને ત્રણ ગાડીવાન હતા, પરતુ છોકરાને નિશાળે જવા, જેમ આજ જોઇએ છીએ તેમ, ગાડીગાડી ન મળે વરસાદ તડકો બધી ઋતુમા ચાલતા નિશાળે જવાનુ. છોકરાઓ હાઇસ્કૂલમા જાય જ્યા હમણા સુધી મીડલ બેસતી ત્યા છોકરીઓ અગ્રેજી ભણવા મહાલક્ષ્મીમા જાય તે તે વખતમા ઘણુ આઘે લાગતુ, કેમકે શહેર નાનુ અને એ બાજુ વસ્તી ઓછી છતા પણ પગે ચાલીને જવાનો રિવાજ હતો ઘરમા કોઇને ઑફિસ કે નોકરી નહોતી તેથી ગાડીઘોડા બધાઈ રહે સાજે અમારા માતામહ ફરવા જાય બાકી ઘોડા બેઠા ખાય ને ગાડીવાનો પણ બળદની ગાડી પણ હતી મોટુ સિગરામ તેના બળદો નાના હાથી જેવા મોટા એ જાતના જનાવર હાલ નજરે પણ પડતા નથી. ગાડીઓમા સ્ત્રી વર્ગ બેસે ત્યાર પડદા ઉતારી દેવાના, હાલ જેમ કેટલાક મુસલમાન કુટુબોમા ચાલે છે તેવો રિવાજ હતો. શોખીન હાથે હાકનારા સહેલાણીઓ ડમણીઓમા હાકીને જતા ત્યારપછી હાથે હાકવાની ડોગકાર્ટ દાખલ થઈ જેમ આજે મોટા ધનિકો જાતે મોટર હાકે છે તેમ તેમના વડીલો ફક્કડ ઘોડાની ડોગકાર્ટો ફડકાવતા

ખુલ્ની ગાડી હોય તો પાછળ ગાડીવાને છત્રી ધરતી હોય ઘોડેસવારી અમદાવાદમા બહુ પ્રચલિત નહોતી

અમારે ત્યા બાળકોની જમવાની પગત પહેલી મડાતી સાજે નિશાળેથી આવીને સવારનુ ટાઢુ જમવાનો રિવાજ હતો તેમા આ ડોશી પાડોશીના છોકરા પણ ભળે કોઈવાર મમરા કે મગજનો નાસ્તો મળે, પણ સામાન્ય રીતે ટાઢુ જમવાનુ હતુ અમારે ત્યા છોકરીઓ અને સ્ત્રી વર્ગ પોતાના લૂગડા નાહેલા ઘોઈ નાખતા પુરષોના નોકર વર્ગ ધુએ ને કૂવામા પાણી ખાર તેથી નદીએ ધોવા જાય

લગન વરઘોડા જમણવાર હાલના પ્રતિબધ પહેલા જેમ ચાલતા તેમજ ચાલતા તાસા ઢોલીઓ એ એ જમાનાની પરપરા ચલાવી રહ્યા છે વાજા અગાઉ કદાચ નહીં હોય, પણ મેં તો શરૂઆતથી જ જોયેલા

વિલાયતી લૂગડા આરેકોર દાખલ થઈ ચૂક્યા હતા ખાદી થોડા પ્રમાણમા વપરાતી ટુવાલ ગળણા લૂઢણા વગેરે ખાદી ના બનતા, બાકી બધુ વિલાયતી પ્રથમ નોકરોને હાથવણાટના જાડા ધોતિયા અપાતા, પણ પછી પછીથી એ લેવા તેઓ સાફ ના પાડતા ને કહેતા કે અમારી કમર છોલાય છે' જોડાને બદલે મોચીના સીવેલા બૂટ પ્રવેશ કર્યા હતો લાકડાની પાટીને બદલે પથ્થરની સ્લેટ પણ શાળાઓ થઈ એટલે ચાલવા મડી હતી અમે ગુજરાતી ભણી રહ્યા ત્યાસુધી બરુની કલમે લખતા પછી હોલ્ડર અને સ્ટીલપેનો આવી ગુજરાતી કાપી બરુની લેખણે લખતા તેને બદલે પણ છેલ્લે છેલ્લે માપાવાળી સ્ટીલપેનો સ્થાનિક બનાવટની આવી ગઈ અને ચાલી પણ ગઈ ખડી પલાળી રોજ જાડા અક્ષરનો કિત્તો લખી નિશાળે લઈ જવો પડતો હવેના બાળકો તો તે શુ તે સમજે પણ નહીં

અમદાવાદમા મારુ બાળપણ પૂરુ થવા આવ્યુ તે અરસામા બે ત્રણ અઠવાડિક વર્તમાન પત્રો નીકળવા મડ્યા હતા છાપખાના જૂજ

મખ્યામા હતા ચોપડીઓ શિલાછાપથી છપાતી એવુ શિલાછાપનુ છાપખાનુ ગાણ્ડભાઇ અમીચદનુ હતુ જે અમારા રહેઠાણની પાસે હતુ, જેનુ કામ અમે જિજ્ઞાસાપૂર્વક જોયેલુ

માગ પિતાને બહારગામ નોકરી હોવાથી શાળામા રજા પડયે અમે રેલવેમા મુસાફરી કરી ત્યા જતા રેલવે શરૂ થયે તો ઘણાક વર્ષો થયેલા હશે એમ સાભળ્યુ હતુ કુટુબના ઘણા નાના મોટા મુબઈ જતા આવતા, પણ મેં નાનપણમા જોયુ નહોતુ સુરત એક વાર બહુ નાની ઉમરે જોયેલુ તેની નહીં જેવી સ્મૃતિ છે તે સમયમા એટલે લગભગ ૧૮૮૦મા હિંદુસ્તાનમા ફોટોગ્રાફી એટલે છબી પાડવાનો હુન્નર આવેલો. સુરતમા પહેલવહેલી છબી પડાવેલી તે છબી છે, પણ પડાવેલી તે વાતની યાદ નથી મારા એક મામા એ હુન્નર શીખ્યા અને તેમણે ઘણી છબીઓ પાડેલી એવુ સાભરે છે

એ જમાનો છોકરા પર પુષ્કળ સખ્તાઇનો હતો આ ના કરશો, અહીં ના જશો, દોડશો નહીં ડાહ્યા ડમરા થઇને બેસો, ભણો, ધાટા ન પાડો—વગેરે હુકમો સતત વડીલો તરફથી નીકળ્યા કરતા છોકરામા કુતૂહલ હોય, જિજ્ઞાસા હોય, મનની ઇચ્છાઓ હોય, કાઇક કરી બતાવ વાની હોસ હોય એ કાઇના ધ્યાનમા જ આવતુ નહોતુ મોટાને ધમકાવવાના, તેમને માટે દોડીને કામ કરનારા અને જરા હોશિયાર બાળક હોય તો મોટાના ગર્વ પોષવાના સાધન માત્ર ગણાતા વડીલ શાહી પૂરી પ્રવર્તતી

દિવાળીમા ફટાકડા ફોડવા, હોળીમા ગુલાલ ઉડાડવો, ઉતરાણ પર પતગ ચગાવવા, ગિલ્લીદડા લખોટા ભમરડા વગેરે રમતો આજની પેઠે પ્રવર્તતી ક્રિકેટ કે ફૂટબોલ છેક પાછળથી અગ્રેજી શાળા દ્વારા આ યા છોકરીઓ ગોરો ॥ વ્રત કરતી અને તે પ્રસંગે તેમજ નવરાત્રિમા ગરબા ગવાતા—તે માત્ર જૂના કવિઓના, નવીન કવિતા, નવા ગાસ

ગરબા, કોઇ જાણતુ નહીં—હતા જ નહીં. અમદાવાદમાં પહેલવહેલી મોરબી નાટક કંપની આવી ત્યારે ત્રણેક ખેલ કરતી, ભર્તૃહરિ, સતી સુલોચના અને એક બીજો,—નામ યાદ નથી. સુલોચના નાટક જોયેલું એવી આછી યાદ છે, પણ તેમાં શું હતું તે બિલકુલ વીસરી જવાયું છે. ૧૮૮૦ થી ૮૪ના અરસામાં આ હશે.

આ બાળપણના દિવસો તે દહાડે પણ સુખમય લાગતા હાલ પણ દુ:ખદ સ્મૃતિ નથી, તથાપિ મારાં બાળકોને એ પદ્ધતિએ ઉછેર્યાં નથી ને નવીન દૃષ્ટિકોણ સાંપડ્યો છે તે હજાર દરજ્જે બહેતર છે. ૧૯૪૯]

## મહાત્મા બુદ્ધ

જગતમાં મહાન પ્રવર્તકો થઇ ગયા છે તેમાં મહાત્મા બુદ્ધનુ ઘણું ઊંચું સ્થાન છે. તેમનો ધર્મમત માનનારી સંખ્યામાં કુલ દુનિયાની વસ્તીનો ઘણો મોટો ભાગ સમાય છે. તેમનાં જીવનવૃત્તાંત અનેક પુસ્તકોમાં અનેક લેખોમાં લખાયાં છે અને તે સંબંધે વ્યાખ્યાનો પણ થયેલાં છે, તથાપિ આ વાર્ષિકમાં કેટલાક મોટા ધર્મપ્રવર્તકોનાં ટૂંક જીવન આલેખવાનો વિચાર કર્યો છે અને તે મુજબ પ્રથમ ચરિત્ર મહાત્મા બુદ્ધનું લેવામાં આવે છે.

ઈસવીસન પૂર્વે છસો વર્ષ પર આર્યો પંજાબમાંથી ઊતરી ગંગા નદીને કિનારે આવી વસ્યા હતા. પોતે જેમને જીત્યા એવી અનાર્ય પ્રજા પ્રત્યે તેઓ તિરસ્કારથી જોતા. પોતાની આર્ય જાતિનુ અભિમાન તેમનામા વ્યાપી રહેલું હતું. તે સાથે જ તેમની અંદર માંહેમાંહે પણ ચડતાં ઊતરતાં કુળોનું અભિમાન દૃઢ થઇ જવાથી કુલીન આર્યો સામાન્ય પ્રજાજનોને પોતાનાથી ઘણા ઊતરતા ગણતા. રાજવંશી આર્યો પોતાને

ઉત્તમ માનતા વળી ધર્મગુરુઓ પોતાનુ ચઢિયાતાપણુ દર્શાવતા એ બને વર્ણો કારીગર અને વેપારી વર્ગને ઊતરતી ગણતી આમ જાતિભેદના બધનો સુદૃઢ થવા લાગ્યા હતા વેદના કાળનુ ભેદરહિત નિર્દોષ આનદપૂર્ણ જીવન નષ્ટ થઇ ગયુ હતુ અને તે કાળની પ્રકૃતિ-પૂજાને સ્થાને ઊતરતા પ્રકારના દેવોનુ આરાધન શરૂ થઇ ગયુ હતુ. રાજકીય ઘટના પણ જુદા જુદા રાજાઓના નાના રાજ્યોમા વહેંચાઈ ગઈ હતી અને એ રાજાઓ પ્રજાના હિત તરફ ખાસ લક્ષ્ય આપતા નહોતા

આવા સમયમા ઈ સ પૂર્વે પાચમા સૈકામા બનારસથી થોડે દૂર આવેલા કપિલવસ્તુ નામે નગરમા શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો એની પ્રજા શાક્યના નામથી ઓળખાતી. રાજ્યમા નદીના પાણીથી ખેતી સારી ચાલતી અને પડોશના રાજા સાથે સલાહ હતી. પડોશના રાજાની બે કન્યાઓ શુદ્ધોદન જોડે વરેલી હતી રાજાની અડતાળીસ વરસની ઉમર થઇ ત્યાસુધી તેને સતાન નહોતુ તે પછી તેની મોટી રાણી મહામાયા ગર્ભવતી થઇ ને પ્રસવ માટે પિતાના રાજ્યમા જવા નીકળી. મુકામ કરતે કરતે જતા રસ્તામા જ બુદ્ધનો જન્મ થયો સિદ્ધાર્થ એનુ નામ પાડયુ હતુ અને વળી કુટુબના ગૌતમ નામથી પણ તે ઓળખાતા ઓગણીસ વર્ષની ઉમરે તેમનુ લગ્ન પોતાના મામાની દીકરી યશોધરા વેરે થયુ. તે પછી રાજ્યવૈભવના સપૂર્ણ સુખ ભોગવવામા તેમનુ જીવન વ્યતીત થવા લાગ્યુ એટલે સુધી કે તેમના સગાંઓએ રાજાને સભળાવ્યુ કે આ પ્રમાણે રાજકુમાર મોજ-શોખમા મસ્યા રહેશે તો અણધારી લડાઈ પ્રસગે દેશનુ રક્ષણ કોણ કરી શકશે ગૌતમે આ વાત જાણતા પોતાના પરાક્રમની સાબિતી પ્રજાજનને આપી

આ વખતના સમયની વિશેષ માહિતી મળતી નથી. ગૌતમની ઉમર ત્રીસેકની થઈ તે વખતે દુખી મનુષ્યોને જોઈ તેમના હૃદયમા ભારે મથન થયુ, અને સારથિ સાથે ફરવા નીકળ્યા તે પ્રસગ સુવિદિત

છે એ દરમ્યાન ગૌતમને ત્યા પુત્રજન્મ થયો આ બનાવથી પ્રજામા સર્વત્ર આનદ ફેલાયો માત્ર ગૌતમને પોતાને કાઇક જુદો જ અનુભવ થયો જગતના દુ ખ જોઈ તેમનુ મન વ્યાકુળ થયેલુ હતુ ધન વૈભવ રાજ્યપાટ સર્વે નકામા છે અને ખરુ સુખ એમા નથી એમ એમનુ મ ા સાક્ષાત્કાર કરતુ હતુ, તેવામા પુત્રજન્મથી તેમને લાગ્યુ કે સસાર પાશનુ નવુ બધન વળગ્યુ તે તોડવા માટે મુશ્કેલી વધશે મસાર અસાર છે એ વાત વધારે ને વધારે એમના મ ામા ઘોળાવા લાગી અને પોતે અજ્ઞાન પામર છે એમ સમજાવા લાગ્યુ આસપાસ દુ ખ પ્રવર્તી રહ્યુ છે તેવા સસારમા પોતે રાજ્ય વૈભવનો સુખોપભોગ કરવો તેમને રુચ્યો નહીં જ્ઞાન મેળવવાની અતિ તીવ્ર ઇચ્છા થઈ અને સસારનો ખરો અનુભવ જાતે મેળવવા પોતે દૃઢ સકલ્પ કર્યો અને પુત્રવત્સલ માતપિતા, પ્રિય પત્ની, તથા પુત્ર અને અખૂટ સમૃદ્ધિ એકે ઝટકે ત્યાગ કરી એક રાત્રે આ વિશાળ દુનિયાની સપાટી પર એક ભિક્ષુક બની ઘરબાર વિ ાના થઇ માત્ર પોતા ા સારથિને સાથે લઈ નીકળી પડયા આમ ત્યાગનુ એક જ્વલત દૃષ્ટાત હમેશને માટે મનુષ્યજાતિ સમક્ષ મૂકયુ

સસારમા વ્યાપી રહેલા દુ ખથી કાયર થઈ માત્ર ગૃહત્યાગ—સુખત્યાગ કરીને ગૌતમ અટકયા નહીં, એ દુ ખનો ઉપાય શોધવામા અને ખરા સુખની પ્રાપ્તિ કરવામા અને જગતને મહાન સત્યોનુ દર્શન કરાવવામા તેમણે આખું જીવન કાઢયુ અને તેથી જ આજે તેમને અસખ્ય લોકો ભગવાન બુદ્ધ તરીકે પૂજે છે, તેમના આદેશને અનુસરે છે, અને તેમના અનુયાયી નહીં તેવા પણ હજારો મનુષ્ય જગતની એક મહાન વ્યક્તિ તરીકે પૂજ્યભાવથી તેમના તરફ આદર ધરાવે છે

ઘેરથી નીકળી આગળ જતા મગધ દેશની રાજધાનીમા ગૌતમ આવી પહોચ્યા તે પહેલા તેમણે પોતાના સારથિને વિદાય કરી દીધો હતો મગધની રાજધાની રાજગૃહમા તેમણે બે બ્રાહ્મણો પાસે અભ્યાસ

કરવા માંડ્યો તેથી પણ તેમના મનને મતોષ થયો નહીં અને તેમણે વિંધ્યાચલના અરણ્યમાં જઇ ૬૭ વર્ષ સુધી પાંચ સાત શિષ્યો સાથે જાતે અધ્યયન કરવા માંડ્યું તથા ભૂખ્યા રહી દેહકષ્ટ કરવા માંડ્યું આ દેહકષ્ટથી પોતે અત્યંત અશક્ત થઈ ગયા તે પછી કાંઇક આહાર કરવાનો શરૂ કર્યો, જેથી તેમના શિષ્યો નારાજ થઇ તેમને છોડી ચાલ્યા ગયા મોહથી મુક્ત થઇ અસંતુષ્ટ વૃત્તિથી ગૌતમે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો બીજા પાસે શિક્ષણ લેવાથી, એકાંતવાસમાં ધ્યાન અને અભ્યાસથી પણ તેમના મનનું સમાધાન થયું નહીં એમ ફરતા ફરતા તે નદીને કિનારે આવી ચઢ્યા સુજાતા નામની ગ્રામકન્યા પાસેથી અન્નગ્રહણ કરી એક વિશાળ વૃક્ષની નીચે આહાર કરવા બેઠા ત્યાં ઘણો વખત બેસી આગળ શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા આ વૃક્ષ બોધિસત્ત્વ વૃક્ષના નામે આજ સુધી પ્રસિદ્ધ છે એ વિચાર માળામાં એમને પોતાના ગૃહ, રાજ્ય, કુટુંબ, વૈભવ વગેરે વિવિધ સ્વરૂપમાં આકર્ષવા લાગ્યા એ સર્વને પરહરીને હજી એવી શાંતિ તેમણે મેળવી નહોતી કે પરમ સંતોષ થાય તેમના મનનું મથન હજી ચાલુ હતું અને નિશ્ચિંતતા આવી નહોતી, સત્ય માર્ગનું દર્શન થયું નહોતું, તેથી એક તરફ સંસારની કટુતા અને અસારતા તથા બીજી તરફ પોતાના પૂર્વજીવનના સુખ વચ્ચે દારુણ યુદ્ધ ચાલી રહ્યું અંતે તેમની ધર્મપરાયણતા બળવાન બની અને તેનો જય થયો આ મથન પછી ગૌતમના મનનું સમાધાન થયું, ચિત્તની નિશ્ચિંતતા તેમનામાં આવી અને તેઓ 'બુદ્ધ' એટલે જ્ઞાની બની અમુક નિર્ણય પર આવ્યા હવે તેમને સંસારની લાલચોનું બળ અધિકતર સમજાયું, સત્ય સમજી તેને વળગી રહેવાની લગભગ અશક્યતા જેવી મુશ્કેલીનું ખરું ભાન થયું, પોતાના સરખી સ્થિતિના માણસો સિવાય બીજાને માટે લાલચો જીતવી કઠણ જણાઈ અને પોતાના સરખા જ્ઞાન અને એકનિષ્ઠા વિનાના મનુષ્યો માટે પોતાના જેવો એકજ શાંતિ મેળવવાનો માર્ગ ઇષ્ટ ન

છે એ દરમ્યાન ગૌતમને ત્યાં પુત્રજન્મ થયો આ બનાવથી પ્રજામાં સર્વત્ર આનંદ ફેલાયો માત્ર ગૌતમને પોતાને કાંઈક જુદો જ અનુભવ થયો જગતના દુઃખ જોઈ તેમનું મન વ્યાકુળ થયેલું હતું ધન વૈભવ રાજ્યપાટ સર્વ નકામાં છે અને ખરું સુખ એમાં નથી એમ એમનું મન સાક્ષાત્કાર કરતું હતું, તેવામાં પુત્રજન્મથી તેમને લાગ્યું કે સંસાર પાશનું નવું બંધન વળગ્યું તે તોડવા માટે મુશ્કેલી વધશે સંસાર અસાર છે એ વાત વધારે ને વધારે એમના મનમાં ઘોળાવા લાગી અને પોતે અજ્ઞાન સાગર છે એમ સમજાવા લાગ્યું આસપાસ દુઃખ પ્રવર્તી રહ્યું છે તેવા સંસારમાં પોતે રાજ્ય વૈભવનો સુખોપભોગ કરવો તેમને રુચ્યો નહીં જ્ઞાન મેળવવાની અતિ તીવ્ર ઇચ્છા થઈ અને સંસારનો ખરો અનુભવ જાતે મેળવવા પોતે દૃઢ સંકલ્પ કર્યો અને પુત્રવત્સલ માતપિતા, પ્રિય પત્ની, તથા પુત્ર અને અપૂર્વ સમૃદ્ધિ એકે ઝટકે ત્યાગ કરી એક રાત્રે આ વિશાળ દુનિયાની સપાટી પર એક ભિક્ષુક બની ઘર ત્યાગ કરી માત્ર પોતાના સારથિને સાથે રાખી નીકળી પડ્યા આમ ત્યાગનું એક જ્વલંત દૃષ્ટાંત હમેશને માટે મનુષ્યજાતિ સમક્ષ મૂક્યું

સંસારમાં વ્યાપી રહેલા દુઃખથી કાયર થઈ માત્ર ગૃહત્યાગ-સુખત્યાગ કરીને ગૌતમ અટક્યા નહીં એ દુઃખનો ઉપાય શોધવામાં અને ખરા સુખની પ્રાપ્તિ કરવામાં અને જગતને મહાન સત્યોનું દર્શન કરાવવામાં તેમણે અવશેષ જીવન કાઢ્યું અને તેથી જ આજે તેમને અસંખ્ય લોકો ભગવાન બુદ્ધ તરીકે પૂજે છે, તેમના આદેશને અનુસરે છે, અને તેમના અનુયાયી નહીં તેવા પણ હજારો મનુષ્ય જગતની એક મહાન વ્યક્તિ તરીકે પૂજ્યભાવથી તેમના તરફ આદર ધરાવે છે

ઘેરથી નીકળી આગળ જતાં મગધ દેશની રાજધાનીમાં ગૌતમ આવી પહોંચ્યા તે પહેલાં તેમણે પોતાના સારથિને વિદાય કરી દીધો હતો મગધની રાજધાની રાજગૃહમાં તેમણે બે બ્રાહ્મણો પાસે અભ્યાસ

કરવા માંડ્યો તેથી પણ તેમના મનને સંતોષ થયો નહીં અને તેમણે વિંધ્યાચલના અરણ્યમાં જઇ ૬૭ વર્ષ સુધી પાંચ સાત શિષ્યો સાથે જાતે અધ્યયન કરવા માંડ્યું તથા ભૂખ્યા રહી દેહકષ્ટ કરવા માંડ્યું. આ દેહકષ્ટથી પોતે અત્યંત અશક્ત થઈ ગયા તે પછી કાંઇક આહાર કરવાનો શરૂ કર્યો, જેથી તેમના શિષ્યો નારાજ થઇ તેમને છોડી ચાલ્યા ગયા મોહથી મુક્ત થઇ અસંતુષ્ટ વૃત્તિથી ગૌતમે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો બીજા પાસે શિક્ષણ લેવાથી, એકાંતવાસમાં ધ્યાન અને અભ્યાસથી પણ તેમના મનનું સમાધાન થયું નહીં એમ ફરતા ફરતા તે નદીને કિનારે આવી ચઢ્યા સુજાતા નામની ગ્રામકન્યા પાસેથી અન્નગ્રહણ કરી એક વિશાળ વૃક્ષની નીચે આહાર કરવા બેઠા ત્યાં ઘણા વખત બેસી આગળ શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા આ વૃક્ષ બોધિસત્વ વૃક્ષના નામે આજ સુધી પ્રસિદ્ધ છે એ વિચાર માળામાં એમને પોતાના ગૃહ, રાજ્ય, કુટુંબ, વૈભવ વગેરે વિવિધ સ્વરૂપમાં આકર્ષવા લાગ્યા એ સર્વને પરહરીને હજી એવી શાંતિ તેમણે મેળવી નહોતી કે પરમ સંતોષ થાય. તેમના મનનું મંથન હજી ચાલુ હતું અને નિશ્ચિંતતા આવી નહોતી, સત્ય માર્ગનું દર્શન થયું નહોતું, તેથી એક તરફ સંસારની કટુતા અને અસારતા તથા બીજી તરફ પોતાના પૂર્વજીવનના સુખ વચ્ચે દારુણ યુદ્ધ ચાલી રહ્યું અંતે તેમની ધર્મપરાયણતા બળવાન બની અને તેનો જય થયો આ મંથન પછી ગૌતમના મનનું સમાધાન થયું, ચિત્તની નિશ્ચિંતતા તેમનામાં આવી, અને તેઓ 'બુદ્ધ' એટલે જ્ઞાની બની અમુક નિર્ણય પર આવ્યા હવે તેમને સંસારની લાલચોનું બળ અધિકતર સમજાયું, સત્યને સમજી તેને વળગી રહેવાની લગભગ અશક્યતા જેવી મુશ્કેલીનું ખરું ભાન થયું, પોતાના સરખી સ્થિતિના માણસો સિવાય બીજાને માટે લાલચો જીતવી કઠણ જણાઈ, અને પોતાના સરખા જ્ઞાન અને એકનિષ્ઠા વિનાના મનુષ્યો માટે પોતાના જેવો એકજ શાંતિ મેળવવાનો માર્ગ ઇષ્ટ ન

જણાયો. પોતે જે દેહકષ્ટ ખમેના તેનો યશ સ્વીકાર્યો નહીં તેમજ એવા તપનો કાંઈ લાભ નથી એમ તેઓ તે પછીથી માનવા લાગ્યા મનુષ્યજાતિ પ્રત્યેનો સદ્ભાવ તેમજ પ્રેમ એ તેમના જીવનમાં ચાનક બની હતા તેને પરિણામે પોતાના સિદ્ધાન્તો જગતને સમજાવવા નિશ્ચય કર્યો

આ સિદ્ધાન્તો મગધ દેશના બ્રાહ્મણ—પોતાના ગુરુઓને પ્રદર્શિત કરવાનો ગૌતમે વિચાર કર્યો તેઓ મરણ પામેલા છે એમ જણાયુ અને તે પછી પોતાના પાચ શિષ્યોને તેનો ઉપદેશ કરવા તે શિષ્યો જ્યા હતા ત્યા ગૌતમ બુદ્ધે પ્રયાણ કર્યું રસ્તામા તેઓ ક્યા જાય છે એમ કોઇએ પૂછ્યુ તેના જવાબમા બુદ્ધે જે જવાબ દીધો તે તેમના જીવનકાર્યનુ દર્શન કરાવે છે બુદ્ધે કહ્યુ વારાણસી નગરીમા જાઉં છુ ત્યા જઈ સત્યનુ રાજ્ય સ્થાપવાનો, અંધકારમા ઘેરાયેલાને પ્રકાશ દર્શાવવાનો તથા મનુષ્યોની આગળ અમૃતના દ્વાર ખુલ્લા કરવાનો મારો ઉદ્દેશ છે ' એ રીતે અંતે પોતે વારાણસીમા આવી પહોચ્યા

આ સ્થળે બુદ્ધના સિદ્ધાન્તોનુ ટૂંકામા અવલોકન કરવાથી તેમની કાર્યદિશા પર વધારે પ્રકાશ પડશે તેમના મતે જે કાઇ દેહમય છે તે જડ હોઈ અંતવાળુ છે, કારણ કે તેની અંદર નાશના બીજ સ્વભાવત રહેલા છે મનુષ્ય જ્યાસુધી દેહ વડે જડ જગત સાથે બધાયેલો છે ત્યાસુધી તે દુ ખ નાશ અને મૃત્યુને પાત્ર છે જ્યાસુધી તેનામા અપવિત્ર કામનાઓ છે ત્યાસુધી તેને અતૃપ્તિ અને અશાંતિ રહેવાની દેહને કષ્ટ દઈ પોતાને શુદ્ધ કરવાનો પ્રયત્ન મિથ્યા છે મનુષ્યના હૃદયની નૈતિક ભ્રષ્ટતા તેને આ જડ સ્થૂલ દેહ સાથે સાકળી રાખીને જડ જગત સાથેનો અધોગતિવાળો સંબંધ રખાવે છે આવી ભ્રષ્ટતાવાળા મનુષ્ય કોઇ કોઈ મહત્વર્તનશાળી હોય તેથી તેનો કાઇ ઉદ્ધાર થતો નથી માત્ર તેથી તો કેટલોક વખત વધારે તે ટકી શકે અને બીજે જન્મે કાંઈક ચડતી સ્થિતિ મેળવે જ્યાર તમામ ભ્રષ્ટતા અપવિત્રતા જડ

મૂળથી દૂર થાય ત્યારે જ આ જાતના અસ્તિત્વના બંધનમાંથી મનુષ્ય મુક્ત થાય અને એવી સ્થિતિને પહોંચે કે જ્યાંથી જન્મમરણના ફેરા ટળી જાય મોક્ષ સંબંધે આ બુદ્ધનો સિદ્ધાંત હતો બૌદ્ધ મતનો મૂળ પાયો ચાર મહાન સત્યો ઉપર રચાયેલો છે (૧) જન્મ લેનારને દુઃખ તો સદા સાથે જ રહેલું છે, (૨) મનુષ્ય કે ઇતર પ્રાણી પૃથ્વી પર કે સ્વર્ગમાં જ્યાં હોય ત્યાં તેનું અસ્તિત્વ ઇચ્છા કે કામનાના પરિણામરૂપ હોય છે, (૩) આ ઇચ્છાનો નાશ થાય નહીં ત્યાંસુધી અસ્તિત્વનો પણ નાશ થવાનો નહીં, (૪) અને આ ઇચ્છાનો નાશ કરવા માટે નિર્વાણના ચાર માર્ગ દર્શાવેલા છે, તે સિવાય બીજો કાંઇ ઈલાજ નથી એ ચાર માર્ગ અથવા સાધનામાં પ્રથમ તો હૃદયની જાગૃતિ છે એ જાગૃતિ ક્યારે થાય છે? જ્યારે મનુષ્ય આ જીવનમાં દુઃખોનું રહસ્ય સમજે છે તથા સંસારના સુખ જીવને ઉપાધિરૂપ છે એમ માને છે ત્યારે થાય છે તે પછી બીજું પગથિયું તે અપવિત્ર કામનાઓ અને દ્વેષનો ત્યાગ છે તે પછી દુષ્ટ વાસનાઓ, અજ્ઞાન, સંશય, અશ્રદ્ધા, અભિનિવેશતા અને ક્રોધનો ત્યાગ કરવાનું છે. સર્વસામાન્ય પ્રેમ એ બૌદ્ધ મતનો આંતરિક સિદ્ધાંત છે આટલી સિદ્ધિ મેળવ્યા પછી મનુષ્ય છેલ્લી શ્રેણી પર આવે છે, તેને અજ્ઞાન, વિકાર અને પાપના બંધનોમાંથી છૂટવાની જરૂર પડે છે, જેને અને તે જન્મમરણની દશાથી મુક્ત થાય છે નિર્વાણ તેની સમીપ જ છે આ દેહમાંથી છૂટતાં તે સર્વ પ્રકારના બંધનોમાંથી મુક્તિ મેળવે છે અને સદાની શાંતિ પ્રાપ્ત કરે છે — બુદ્ધના ઉપદેશનો આ સાર છે.

ગૌતમ બુદ્ધની આકૃતિ ભવ્ય અને અવાજ આકર્ષક હતો. તેમનામાં દૃઢ નિષ્ઠા હતી અને પોતાના મતના વાસ્તવિકપણા પર તેમને પૂર્ણ શ્રદ્ધા હતી બુદ્ધના પ્રથમના પાંચ શિષ્યો તેમના નવ મતના પ્રથમ અનુયાયીઓ બન્યા તે પછી બીજા ત્રીસ ચાળીસ માણસો શિષ્ય થયા અને એક બે સ્ત્રીઓએ પણ તેમની શિષ્યાઓ થવાનું સ્વીકાર્યું ધર્મ

ગુરુમા અમાધાનનુ ગુપ્ત શક્તિ ન્ડેલી છે એવી માન્યતા બૌદ્ધ મતમા નથી. તેમજ સંસારત્યાગથી મોક્ષનો માર્ગ મગળ થઈ શાંતિ પ્રાપ્ત કરાવ છે એ મત આગળ પડતો હોના છતા સંસારમા રહેનારા ગૃહસ્થ પણ મોક્ષને પથે જઇ શકે છે અને ઉત્તરોત્તર ઉન્નત જન્મ પામી સ્વકર્મથી પોતાની મુક્તિનાં સાધન મેળવી શકે છે એમ માનેલુ છે

કેટલાક શિષ્યોને પોતાના સિદ્ધાતો બરાબર સમજાવ્યા પછી બુદ્ધે તેમને કહ્યુ કે આપણને જે સત્યનુ દર્શન થયુ તે મનુષ્યજાતિમા પ્રસારવા માટે સર્વેએ જુદી જુદી દિશામા જઇ મનુષ્યમાત્રને તે સમજાવવા સતત પ્રયાસ કરવા તે પછી દર વર્ષે વર્ષાઋતુમા મહાત્મા બુદ્ધ તેમના સર્વ શિષ્યોને એકત્ર કરતા અને ચોમાસુ પૂરુ થયે સહુ ઉપદેશના કાર્ય માટે ચાલ્યા જતા મગધ દેશના બિંબિસાર રાજાએ બુદ્ધ ભગવાનને વેણુવન નામે વાડી—જેમા વાંસના પુષ્કળ વૃક્ષો હતા તે—ભેટ કરી. આ વાડીમા દરવર્ષે ચાતુર્માસ ગાળવાનો બુદ્ધે નિયમ રાખ્યો હતો યજ્ઞ-યાગમા કાંઈ ફળ નથી એમ બુદ્ધના શિષ્યોએ ઉપદેશ કરવા માડ્યો અને બુદ્ધે દર્શાવેલા નિર્વાણના માર્ગનુ વિવરણ કરવામા તે સર્વે પ્રવૃત્ત થયા.

રાજા શુદ્ધોદને જ્યારે જાણ્યુ કે ગૌતમે અરણ્યવાસ તજ્યો છે અને ઉપદેશ કરવા તે ઠામ ઠામ ફરે છે ત્યારે પોતે મરતા પહેલા પુત્રનું મુખ જોવાની તેમણે ઇચ્છા દર્શાવી. ગૌતમ કપિલવસ્તુ ગયા ત્યા શહેર બહાર ઊતર્યા તેમને મળવા તેમના પિતા તથા સગાંઓ આવ્યા, પરતુ તેમણે તેમને સાધુને ઉચિત માન આપ્યુ નહીં, સામાન્ય રિવાજ મુજબ બીજે દિવસે ઘેર ભોજનનુ નિમંત્રણ પણ ન કર્યું, આથી તેમને ગામમા ભિક્ષા માગવા જવુ પડ્યુ શુદ્ધોદનને આ ખબર સાભળી દિલગીરી થઇ અને ઘેર ઘેર ભિક્ષા ન માગવાનું ગૌતમ બુદ્ધને કહ્યુ, તેમને રાજમહેલમા તેડી ગયા અને રાજપુત્રને ન છાજતુ આવુ વર્તન છોડી દેવા સમજાવ્યા. બુદ્ધને જ્ઞાન થયુ હતુ અને સંપત્તિ

પરનો મોહ જતો રહ્યો હતો તેમણે પોતાના વિચાર બાપ આગળ પ્રદર્શિત કર્યાં. રાજમહેલમા સહુ તેમને મળવા આવ્યા હતા, પણ યશોધરા નહોતી. ગૌતમ તેની પાસે આવશે અને પોતાને માટે હજી કાઇ સ્નેહ વૃત્તિ તેમનામા રહી હશે એમ તેણે ધાર્યું હતુ ગૌતમ બુદ્ધ યશોધરાને ત્યા હાજર ન જોઈ સમજી ગયા કે હજી યશોધરા વાસનાઓથી મુક્ત નથી પોતે ત્યાગી હતા તેથી સ્ત્રીનો સ્પર્શ વર્જ્ય હતો છતા યશોધરાને મળવા ગયા તેમને જોતા જ યશોધરાથી ન રહેવાયુ તેમને ચરણે પડી તેણે અત્યંત રુદન કર્યું. રુદનથી હૃદયભાર હલકો થયા પછી તેને ભાન થયુ કે હવે તેની અને તેના પતિની વચ્ચે અલઘનીય અંતર હતુ શુદ્ધોદને યશોધરા બુદ્ધના વિયોગ પછી જે જે કષ્ટો વેઠતી તે વર્ણવ્યા અને તેના અખડ પ્રેમનુ વર્ણન કર્યું બુદ્ધે આ સાભળીને તેને દૃષ્ટાત સભળાવ્યુ. યશોધરા બૌદ્ધ મતની માનનારી બની અને બુદ્ધના અવસાન પછી બુદ્ધના સ્થાપેલા સાધ્વીઓના મઠમા દાખલ થઇ ગૌતમે પોતાના સાવકા ભાઇ નદને પોતાનો શિષ્ય બનાવ્યો યશોધરાએ પોતાના પુત્ર રાહુલને ગૌતમબુદ્ધ પાસે મોકલ્યો તેને પણ સમજાવીને ગૌતમે પોતાના મઠમા દાખલ કર્યો. આથી શુદ્ધોદનને ઘણો ખેદ થયો. બે પુત્ર અને એક પૌત્ર ત્રણે પોતાની પાસેથી ચાલી જવાથી તેના મનને ઘણી ગ્લાનિ થઈ.

બુદ્ધના એક શિષ્યે પોતાના ગામમા જઇ ધર્મોપદેશ કરવાની આજ્ઞા માગી બુદ્ધે તેને કહ્યુ 'ત્યાના લોક તોફાની છે, તને કટુવચન કહેશે તો શુ કરીશ?' તેણે કહ્યુ 'હુ તમને ઉત્તર નહીં વાળુ'' 'તને મારશે તો?' 'તો સામુ હુ મારીશ નહીં.' 'તને મારી નાખશે તો?' શિષ્યે ઉત્તર દીધો 'મૃત્યુ જાતે કાઇ દુ ખરૂપ નથી ઘણાક સસારના મોહથી છૂટવા મૃત્યુ હાથે કરી માગે છે હુ મારા મૃત્યુને સમીપ તેડવા કે દૂર ખસેડવા એકે તરફ પ્રયત્ન કરવાનો નથી '' આ જવાબથી સંતુષ્ટ થઇ એ સાધુને ઉપદેશ કરવા જવાની પરવાનગી બુદ્ધે આપી.

ધ છોડયા પછી પિસ્તાળીસ વર્ષ સુધી બુદ્ધે કામ કરીને ધર્મ સિદ્ધાંતનો ઉપદેશ કર્યો વર્ષા ઋતુમાં પોતાના વિહારમાં આવી રહેવું અને બાકીના વખતમાં ગંગાના પ્રદેશમાં ભ્રમણ કરી ધર્મવિસ્તાર કરવો એ તેમનો કાર્યક્રમ હતો બિંબિસાર પછી અજાતશત્રુ ગાદીએ આવ્યો તેણે બુદ્ધના કામમાં વિક્ષેપ નાખવા માંડયો આ સમયમાં તેમના પિતરાઈ ભાઈ આનંદ તેમના સહચારી હતા તે સદા તેમની સાથે ફરતા અને તેમના અંતકાળ સુધી સમીપ હતા

હવે બુદ્ધનું વય એંશી વર્ષનું થયું હતું એક ગામથી બીજે ગામ જતા રસ્તામાં બુદ્ધની પ્રકૃતિ અસ્વસ્થ થ[illegible]ની વચ્ચે [illegible] આવી તેમાં તેમણે સ્નાન કર્યું આ સ્નાન છેલ્લું જ થયું તે પછી તેમણે આરામ લીધો અને આનંદ પાસે પીવાનું પાણી માગ્યું તેમને લાગ્યું કે તેમનું અવસાન નજીક છે, છતાં ધીરે ધીરે આગળ ચાલ્યા અને કુશીનગર પાસે હિરણ્યવતી નદીને કિનારે જઈ પહોંચ્યા આ તેમનું છેલ્લું વિરામ સ્થાન હતું આનંદને પોતાની ઉત્તરક્રિયા સંબંધી વ્યવસ્થા કરવાની સૂચના આપી તથા સંઘે તેમના મરણ પછી કેમ વર્તવું તે પણ સમજાવ્યું આ સાંભળતાં આનંદનું હૈયું ભરાઈ આવ્યું અને ત્યાંથી ખસી જઈ તેણે રડવા માંડયું ગૌતમે તેને પાસે બોલાવી સાંત્વન આપ્યું અને કહ્યું કે તું શોક કરીશ નહીં કેમકે આ દેહ મોડો વહેલો નાશ તો પામવાનો જ છે એની અંદર જ તેના નાશની સામગ્રી ભરેલી છે મારા પ્રિય શિષ્ય! આનંદે મારી સેવા એકનિષ્ઠાથી કરી છે હવે કેમ વર્તવું તે પણ મેં એને કહ્યું છે માટે તમે સવ એના કહ્યા પ્રમાણે ચાલજો અને નિર્વાણ પ્રાપ્ત થયું છે અને મારે દર્શાવેલે માર્ગે ચાલશો તો તમે પણ તે પ્રાપ્ત કરશો હું તમારી પાસેથી જાઉં છું પણ મારા વચનો અને મારા ઉપદેશો દ્વારા તમારી સમક્ષ જ છું એમ માનજો તમને કાંઈ સંશય હોય તો મને પૂછી લો કોઈએ ઉત્તર આપ્યો નહીં થોડી વાર પછી ફરીથી બુદ્ધ કહ્યું પ્રિયજનો' જેનાથી ઉત્પન્ન થાય છે તે જ

તેના નાશનુ કારણ છે એ સત્ય મતત ધ્યાનમાં રાખજો, કદી ભૂલશો નહીં.' આ તેમના છેલ્લા વચન હતાં.

એક સમૃદ્ધિમાન રાજ્યનો અધિપતિ સત્યની ખાતર, મનુષ્યજાતિના ઉદ્ધાર ખાતર, સર્વસ્વનો ત્યાગ કરી આખા જીવન દરમ્યાન ત્યાગી તરીકે અદીનતાથી ફરી આત્મસમર્પણ કરે એ જગત સમક્ષ ચિરકાળને માટે અનન્ય ઉદાહરણ છે. સત્યના શોધન માટે તેમણે કરેલુ મંથન તથા તેના પ્રસાર માટે કરેલા પ્રયત્ન સફળ થયા અને દુનિયાની વસ્તીનો ઘણો મોટો ભાગ તેમના ધર્મને સ્વીકારનાર થયો. જગતના એક મહાન ધર્મના સ્થાપક તેઓ થયા અને ત્યાગના અપ્રતિમ ચારિત્ર્યના આદર્શરૂપ મનાયા છે. તેમના સિદ્ધાંતોમાં સંયમને અતિશય પ્રાધાન્ય આપેલુ છે અને દેહની નશ્વરતા પર ભાર મૂકી સસારની અસારતા પગલે પગલે જણાવી છે. એક સાચા સંયમી, ત્યાગી અને શુદ્ધ વર્તનવાળા મનુષ્યનો ઉપદેશ બીજો હોઇ શકે જ નહીં છતા મનુષ્યજાતિ માટે તેમને અનહદ પ્રેમ હતો અને પોતાના શિષ્યોને પણ સર્વે પર પ્રેમ રાખવા તેમણે અંત સુધી ઉપદેશ કર્યો હતો

૧૯૨૨] (અંગ્રેજીના આધારે)

## પેગમ્બર જરથોસ્ત

પેગમ્બર જરથોસ્ત અથવા ઝરથુસ્ત્ર તે જરથોસ્તી ધર્મના સ્થાપક છે. પારસીઓ તેમજ ઈરાનીઓનો કેટલોક ભાગ એ ધર્મના અનુયાયીઓ છે. જરથોસ્ત ક્યારે થયા એ વિશે ઘણો મતભેદ છે. તેમણે રચેલા અવસ્તાના ગ્રથમાં 'ગાથા' નામના વિભાગ પરથી તેમની હકીકત થોડેઘણે અંશે જાણવામા આવે છે

જરથોસ્તની ધર્મપ્રવૃત્તિ બીજા મહાન ધર્મસંસ્થાપકોના પેઠે

એશિયામાં જ (વિશેષે કરીને ઈરાનમાં) હતી સ્પિતામ્ય ગુસ્તાસ્પ અથવા ગ્રીકલોકો જેને ઝિરોઆસ્ટર કહેતા તે ઇરાયમનો બાપ નહીં એમ માનવામાં આવે છે. એ સ્પિતામ્યના અમીરો સાથે જરથોસ્તને સગપણનો સંબંધ હતો. જામાસ્પ પાદશાહ એ રીતે તેમના સંબંધી થતા હતા. તેમના મરણ સંબંધી પણ ચોક્કસ હકીકત જણાયેલી નથી. શાહનામામાં લખ્યા મુજબ તુરાનીઓએ જ્યારે બલ્ખ પર ચઢાઈ કરી ત્યારે તે હુમલા દરમ્યાન તેમનું મૃત્યુ થયેલું છે.

ઈરાનના ચાલતા ધર્મસંપ્રદાયથી અસંતુષ્ટ થઈ તેમણે નવો ધર્મ સ્થાપ્યો—અથવા જૂના ધર્મમાં ઘણો સુધારો કર્યો

ઋગ્વેદમાં જેને 'દેવ' અથવા દૈવી અંશવાળા માન્યા છે તેને જરથોસ્તી ધર્મમાં તેથી ઊલટા જ માનવામાં આવ્યા છે ઋગ્વેદમાં જેમને 'અસુર' કહ્યા છે તેમને જરથોસ્તી ધર્મમાં દૈવી અંશવાળા ગણ્યા છે અસુર—અહુરમઝ્દ (ડહાપણવાળો) તે જરથોસ્તીઓનો મોટો દેવ છે. વૈદિક દેવો અને અસુરોની કલ્પના તેનાથી વિરુદ્ધ અર્થમાં જરથોસ્તી ધર્મમાં શાથી મનાઈ તે બરાબર સમજી શકાતું નથી, છતાં એટલું તો જણાય છે કે ઋગ્વેદના જૂના મંત્રોમાં, દેવ અને અસુર વચ્ચે પાછળથી માલૂમ પડે છે તેવો, તીવ્ર ભેદ નહોતો. દેવો અસુર પણ કહેવાતા પાછળથી દેવ તે અસુર નહીં અને અસુર તે દેવ નહીં એવી કલ્પના કાયમ સ્થાન પામી

એવું જણાય છે કે ઈરાનમાં દેવ—અસુરની કલ્પનાને વળગી લોકોના બે પક્ષ રચાયા, અને દેવને માનનારા તથા અસુરને માનનારા વચ્ચે વિગ્રહો ચાલ્યા અસુરને માનનારા લોક એકંદરે ચઢિયાતા હતા અને દેવને માનનારા ઊતરતા પ્રકારની ધર્મક્રિયાઓ કરતા હતા આ ધર્મના ઝઘડાના સમયમાં જરથોસ્ત થયા હોય એમ જણાય છે, ને અસુરવાદીઓના નેતા બની ધર્મને નામે જે કાંઈ ખોટું ચાલતું તે અટકાવી લોકને ખરા માર્ગનું તેમણે દર્શન કરાવ્યું

જગતમાં મત્ અને અમત્ વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. અમત્ વૃત્તિઓને પ્રેરનાર અહ્રીમન, અંગ્રેમન્યુસ નામે દેવ છે અને માણસને ખોટા કામ કરવા તે પ્રેરે છે. એ પ્રકારના સારા તથા ખોટા બે જાતના Spirits અર્થાત્ આત્માઓનુ દ્વિરાજ્ય ચાલે છે. એ કલ્પના જરથોસ્તે સ્થાપેલા ધર્મમાં અગ્રસ્થાને છે. તેમને મતે અનાદિકાળથી અહુરમઝ્દ અને અગ્રેમન્યુસ એ બે–સત્ અને અમત્ સત્તાધારીઓ જગતનું તંત્ર ચલાવી રહ્યા છે. જે શુદ્ધ અને શુભ છે તેનો મૂલાધાર અહુરમઝ્દ છે. એના વડે દુનિયામા નિયમો વ્યવસ્થા અને સત્ય ટકે છે. જે એનો વિરોધી તે અહ્રીમન અથવા અગ્રેમન્યુસ છે. તે અંધકાર અશ્લીલતા અને મૃત્યુ તરફ દોરનાર છે અને દુનિયામાં જે અશુભતા અવ્યવસ્થા અને અસત્ય છે તે એનાં આણેલા છે. જરથોસ્તે દર્શાવ્યુ કે આ બે વચ્ચે સતત વિરોધ ચાલે છે અને મનુષ્યમા ધાર્મિક વૃત્તિ–ધર્મ તે બંનેમાથી સત્નો વિજય કરાવે છે. જરથોસ્તી ધર્મનુ આ રહસ્ય છે એમ કહીએ તો ચાલે. વિશેષમાં તેમણે એમ પણ જણાવેલુ કે એ બને Spiritsને પોતાના કાર્ય સાધવા માટે સહાયક Spirits સમ્યાબધ પોતાના તાબામા રાખવા પડે છે. અહુરમઝ્દના આવા સૈનિકોમા અશેમ, વોહુ, અમેરેતાત, હૌર્વતાત વગેરે છે, જે નામનો અર્થ સત્ય, સદ્બુદ્ધિ, અમરતા, પૂર્ણતા એવો થાય છે. તે પરથી તેઓ તેવા ગુણ ધરાવનાર અથવા રૂપકના અર્થમા પણ વપરાયા હોય એમ સમજાય છે. અહુરમઝ્દ અને અહ્રીમન જાતે એકબીજા સાથે લડતા નથી, પણ તેમના સૈનિકો લડે છે. આ દુનિયા તેમનું રણક્ષેત્ર છે અને તેમની ઇચ્છાનુ લક્ષ્યબિન્દુ છે અહુરમઝ્દે મનુષ્યને પેદા કર્યા છે અને તેમને ઇચ્છાનુ સ્વાતંત્ર્ય આપ્યુ છે. પોતાના વર્તન માટે માણસ અહુરમઝ્દને જવાબદાર છે. સારા કામ કરતો જાય તેમ માણસમાં સદ્વૃત્તિઓ દૃઢ થતી જાય અને અંગ્રેમન્યુસને હરાવવાની વધારે ને વધારે શક્તિ આવતી જાય પોતાના સત્ કાર્યોનો બદલો મળશે એની

આશા માણુસ રાખે છે. ને ઉપરાંત જરથોસ્તે મનુષ્ય આત્માને પણ જીવન છે એ મત પણ સ્પષ્ટ સમજાવ્યો છે પાપ અને પુણ્યના ફળની મહત્તા જરથોસ્તે જેટલી જણાવી છે તેટલી ભાગ્યે જ બીજા ધર્મોમા હોય.

સત્ અસત્‌ના આ સનાતન નિયમ સમજાવવા એ જરથોસ્તનો ઇશ્વરી પેગામ હતો પોતાના ધર્મપરાયણ જીવનને લીધે આ કાર્ય તેમણે યથાયોગ્ય બજાવ્યુ તેમણે ધાર્મિકતાના ઝનૂન વગર એકનિષ્ઠા અને શાંત દૃઢતાથી પોતાના મતનુ પ્રતિપાદન કરેલુ છે

સૃષ્ટિના તત્ત્વોમા અગ્નિને અહુરમઝદનો સહાયક માની તેની તરફ પૂજ્યવૃત્તિ રાખવાનુ જરથોસ્તના આદેશમા દર્શાવ્યુ છે

૧૯૨૩]

## પેગંબર મહમ્મદ

જગતના મહાન ધર્મપ્રવર્તકોમા પેગંબર મહમ્મદનુ સ્થાન ઊંચુ છે ચાલતા ધર્મમા અપૂર્ણતા જણાવાથી અથવા કોઈ વાર ધર્મ હીનતા કે ધર્મભ્રષ્ટતા અતિશય થવાથી સત્યનુ શોધન કરનાર મનુષ્યો નીપજે છે અને પોતાને જે સત્યનુ દર્શન થાય તે સત્ય જગતમા પ્રવર્તાવવા તેઓ પ્રયાસ કરે છે જે જે ધર્મપ્રવર્તકો થયા તેમણે એ જ કાર્ય કર્યુ છે

મુખ્યત્વે એશિયામા અને થોડેઘણે અંશે આફ્રિકામા તથા યુરોપમા જે મુસલમાની ધર્મ પ્રસરેલો છે તે આજથી તેરસો વર્ષ પર સિદ્ધ થયેલો. પેગંબર મહમ્મદ ઈ સ ૬૨૨ની સાલમા મક્કેથી નાસીને મદીના ગયા તે સાલથી મુસલમાનો પોતાનુ વર્ષ ગણે છે અને મહમ્મદના જન્મ કરતા તેમની એ હિજરત કરવા ઈ એટલે જગા રહેવાની સાલ વધારે મહત્ત્વની ગણાઈ છે તે વખતે અરબસ્તાનમા નાના નાના સ્વતંત્ર રાજ્યો હતા અને જુદી જુદી કોમો ત્યા વસતી હતી

મહમ્મદના બાપ તેમના જન્મ પહેલાં જ મરણ પામ્યા હતા અને તેમની માતા તેઓ બાળક હતા ત્યારે મૃત્યુ પામેલાં, તેથી મહમ્મદ પોતાના દાદા પાસે અને દાદા મરણ પામ્યા ત્યારે કાકા પાસે રહેતા હતા. એ બંનેની સ્થિતિ ગરીબ હોવાથી તેમને નાનપણમાં ગરીબાઇનાં દુઃખ વેઠવાં પડેલાં. એટલી હકીકત તેમના બાળપણની મળી આવે છે.

જ્યારે તેઓ પચીસ વર્ષના થયા ત્યારે તેમના કાકાએ તેમને ખદીજા નામની શ્રીમંત વિધવા સ્ત્રીને ત્યાં તેના ધંધાના કામકાજ માટે દાખલ કરાવ્યા. તે કામ માટે તેમને પેલેસ્ટાઇન સીરિયા વગેરે પ્રદેશોમાં મુસાફરી કરવી પડતી. એ જ ખદીજા સાથે આગળ જતાં મહમ્મદે લગ્ન કર્યું. હજરત મહમ્મદ જાતે હોશિયાર, આબરૂદાર ચહેરાવાળા અને ગૌર વર્ણના હતા. તેમનું લગ્ન તેમનાથી મોટી ઉમરની સ્ત્રી સાથે થયેલું, પણ તે લગ્ન પરત્વે તેઓ સુખી હતા. તેમનો પરિવાર પણ મોટો હતો. તેમના બે પુત્રો નાનપણમાં ગુજરી ગયેલા. તેમની ફાતિમા નામની છોકરી સુપ્રસિદ્ધ છે. તે અલી તાલીબના દીકરા અલી સાથે પરણી હતી.

લગ્ન પછી ધર્મને લગતા એક નવા મંડળના સમાગમમાં મહમ્મદ આવ્યા. આ મંડળ મદીના મક્કા અને તાઇફના વિચારવંત પુરુષોએ સ્થાપ્યું હતું. તે સમયે આરબ લોકનો મૂર્તિપૂજક ધર્મ બધે પ્રવર્તેલો હતો અને તેમાં મનાયેલાં પવિત્ર સ્થળોમાં મેળો ભરવામાં જ તેની પ્રવૃત્તિનો મુખ્યત્વે સમાવેશ થતો હતો. ચાલતો આવેલો સંપ્રદાય ગણી સહુ એ મુજબ વર્તતા તેઓ અનેક દેવોને આરાધતા એ સર્વ દેવોનો દેવ અલ્લાહ ગણાતો અને તેના નામથી સર્વ કોલકરાર થતા; છતાં સામાન્ય પૂજામાં અલ્લાહ નહીં, પણ ઊતરતા દેવોને સ્થાન મળતું. તે દેવો જુદી જુદી ટોળીઓનાં મનવાંછિત પૂરાં પાડી શકતા એમ માનવામાં આવતું. ધર્મનો માત્ર થોડોઘણો અંશ રહ્યો હતો, બાકી આરબ પ્રજા દારૂ, શિકાર, જુગાર અને ઇશ્કમાં મશગૂલ રહેતી અને

વેર રાખવામા, ટંટા તૂફાન કરવામા તથા કીર્તિ મેળવવામા પોતાનો સમય કાઢતી એમ તે વખતના કાવ્યો પરથી જણાય છે પોતાના આબરૂ તથા કુળાભિમાન ખાતર સારા કામ કરવા તે લોકો પ્રેરાતા, પરંતુ ઈશ્વરનુ નામ તેમા જણાતુ નહીં તેમ જ તેની જરૂર પણ તેમને લાગતી નહીં પોતાના બાહુબળ અને તલવાર એના પર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી

આ રીતે આરબોનો ધર્મ અધ પતન પામ્યો હતો થોડાક વિચાર શીલ માણસો સિવાય એ ધર્મને શુદ્ધ કરવાની જરૂરિયાત પણ તેમને સમજાઇ નહોતી એવા વિચારવત મનુષ્યો મક્કાનીમા વધારે હતા અનેક દેવોને બદલે એક અલ્લાહને તેઓ માનવા લાગ્યા હતા મૂર્તિપૂજાનુ અવાસ્તવિકપણુ તેમને જણાયુ હતુ આ લોકો પોતાને 'હનીફ' કહેવ ડાવતા એમના સમાગમમા મહમ્મદ આવ્યા અને તેમના સિદ્ધાતોને મહમ્મદના હૃદયમા અનુકૂળ સ્થાન મળ્યુ એકાતમા બેસી આ મહાવે તેમણે વધારે ને વધારે વિચાર કરવા માડ્યો તથા પોતાનુ જીવન ત્યાગ મય કરવા માડ્યુ વિચારની દશામાથી તેમને લાગ્યુ કે એ સિદ્ધાતો મનુષ્યમાત્રને સમજાવવાનો ઈશ્વરી આદેશ તેમને થયો છે અને અલ્લાહનો પેગામ જગતને પહોચાડવાની તેમની ફરજ છે પોતાના હૃદયમા જે વિચારોનો જન્મ થયો હતો તેના ટેકામા હનીફના સિદ્ધાતો આવી મળતા ધર્મપ્રવર્તનનુ મહાન કાર્ય તેમણે ઘણાઘણા વિચાર કર્યા પછી મત્ય પ્રાપ્ત કરી આરભ્યુ દતકથા એવી છે કે એકાતમા પોતે જ્યા મનન કરતા હતા ત્યા સ્વર્ગના ફિરસ્તાએ આવી તેમને ઈશ્વરી સદેશા દશાવ્યો ત્યાથી આવીને એ હકીકત તેમણે પોતાની પત્નીને વિદિત કરી તેણે તે વાતને ટેકો આપ્યો આ પછી મહમ્મદે પોતાની સ્ત્રી અને બીજા કેટલાક સગાઓને તેમજ નોકરને પોતાના મતના અનુયાયી કર્યા એમ થોડા વખતમા તે સર્વનુ એક નાનું મડળુ મળી ગયુ અને તેઓ એકઠા થઈ ઈશ્વરની ભક્તિ કરવા લાગ્યા એક મિત્રના ઘરમા પોતાના સિદ્ધાતોનું તેમણે વિવેચન કરવાનુ શરૂ કર્યું શરૂઆતમા એ સિદ્ધાતનો

ફેલાવો થયો નહીં. લોકની આવી બેદરકારીથી મહમ્મદનો ધર્મ પ્રવર્તાવવાનો જુસ્સો તીવ્ર થયો અને ચાલતા ધર્મ પર તેમના પ્રહાર તીક્ષ્ણ થવા લાગ્યા મક્કાના લોકોને આ પમદ ન પડયું તેમણે મહમ્મદના કાકાને મહમ્મદને સમજાવવા કહ્યું કાકાએ મહમ્મદને કહ્યુ, પણ મહમ્મદે કહ્યું કે ગમે તે થાય પણ મરતા સુધી એ માન સિદ્ધાન્તો છોડવાનો નથી લાલચ કે ભય કશાથી મારી મનોવૃત્તિ બદલાવાની નથી. થોડો વખત શાંતિમા ગયા પછી ફરીથી મક્કાવાસીઓ અને મહમ્મદ વચ્ચે તકરારો ચાલવા મંડી મક્કાના લોક મહમ્મદ તરફ સખત અણગમો ધરાવતા અને તેથી ધર્મ-પ્રસારનુ કામ ત્યાં બરાબર ચાલ્યુ નહીં. એ અરસામા પેગમ્બરની સ્ત્રી ખદીજા તથા તેમના મુરબ્બી કાકા મરણ પામ્યા હવે મક્કા છોડવાનો તેમણે નિશ્ચય કર્યો. ત્યાથી નીકળી તાઇફ ગામમા તે ગયા, પરતુ ત્યાના લોકે તેમને હાકી કાઢયા. ત્યાથી પાછા મક્કે જવાનો તેમણે વિચાર કર્યો ખદીજાના મરણ પછી બે મહિને તેમણે ફરીથી લગ્ન કર્યું મદીનાના કેટલાક માણસોએ મહમ્મદના ધર્મોપદેશનો સ્વીકાર કર્યો અને તે પછી તેનો ફેલાવો થવા લાગ્યો મક્કાવાસીઓએ મહમ્મદના અનુયાયીઓને ઘણો ત્રાસ આપ્યો, તેથી તેમાના ઘણા મક્કા છોડીને મદીના ગયા

મહમ્મદે હજી મક્કા છોડયુ નહોતુ અને જ્યારે તેમની જિંદગી જોખમમા આવી ત્યારે એકાએક મક્કાથી તેઓ મદીના નાસી ગયા આ વખતથી મુસલમાન લોકોનો સન શરૂ થતો ગણાય છે મદીને ગયા પછી તેમના ધર્મનો પ્રચાર એકદમ વધી ગયો. આ વખતે તેમણે આયશા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું મદીનાનુ સામાજિક તથા રાજકીય વાતાવરણ મહમ્મદની સત્તા જામવા માટે અનુકૂળ થઇ પડયુ અને ત્યા તેઓ સમર્થ પુરુષની પદવી પામ્યા. લોકને ન્યાય આપવાનુ કામ તેમણે લીધુ તેમા વળી ફત્તેહ તેમને મળી. તેમના સત્તા તથા માન તેથી ઘણાં વધ્યા મિલકતની વ્યવસ્થા, સ્ત્રીઓના હક વગેરેમા ચાલતા

આવેલા કાનુનોમા તેમણે ઘણો સુધારો કર્યો અલ્લાહની બંદગી સાથે ગરીબોને ખેરાત કરવાનુ પુણ્ય પણ એ વખતથી જ તેમના અનુયાયી ઓમા મનાયુ મહમ્મદના અનુયાયીઓની એક ટોળી બની, અને ધર્મ તથા સામાજિક સબધોથી તેમનામા ઐક્ય વધ્યુ

મુસલમાન ધર્મનુ કાઇક સ્વરૂપ હવે દર્શાવીશુ એ ધર્મના પાચ મુખ્ય સિદ્ધાતો છે (૧) પરમેશ્વરનું એકત્વ, (૨) નિમાઝની ફરજ, (૩) ખેરાત એટલે દાનનુ મહત્ત્વ, (૪) રમઝાનના ઉપવાસ અને (૫) મક્કાની હજ મહમ્મદે દર્શાવેલા આ સિદ્ધાતો ઇસ્લામીઓ દિલાજાનથી સ્વીકારે છે અને ઇસ્લામને એકબીજાને જોડનાર ધર્મરૂપી સાકળ માને છે દરેક મુસલમાન વચ્ચે ભાઇચારો હોવો જોઇએ એમ તેઓનો અભિપ્રાય છે ધર્મના સાધન વડે સમાજને સુવ્યવસ્થિત કરવાનુ કાર્ય ઇસ્લામે કર્યું હતુ મહમ્મદના વખત પહેલા ચાલી રહેલા ઝગડા કઇક અશે નિયત્રિત થયા હતા ઇસ્લામની નજરમા સર્વ ઇસ્લામીઓ સરખા છે એ ભાવનાની જાગૃતિ થઇ તેથી સમાધાનના માર્ગ નીકળવા લાગ્યા જો કે તે પછી ઘણી લડાઇઓ ચાલુ હતી, તથાપિ એથી પચુ વધારે અવ્યવસ્થા પડેલી હતી એ તો નિર્વિવાદ છે

ધર્મના બળથી ઉત્પન્ન થયેલા ઐક્ય ઉપર સ્થાપેલી રાજ્યવ્યવસ્થા એ મહમ્મદે પ્રાપ્ત કરેલી મહાન સિદ્ધિ હતી ધર્મ પરની શ્રદ્ધાને લીધે મુસલમાનોએ જે અદ્ભુત કાર્યો કર્યા છે તે જગતના ઇતિહાસમા મશહૂર છે અન્યધર્મીઓ સામે યુદ્ધ કરવામા ઇસ્લામીઓએ આગળ પડી પોતાનું બળ વધાર્યું મૂર્તિપૂજકોની સામે તલવારથી લડી ધર્મ સસ્થાપના કરવાનુ કાર્ય મહમ્મદ અને તેના અનુયાયીઓએ આદર્યું હતુ હવે ઇસ્લામીઓની પ્રતિષ્ઠા અરબસ્તાનમા સ્થપાઇ હતી તેઓની સખ્યા મોટી નહોતી, પણ તેમના સપ અને ધર્મબળ એવા હતા કે જ્યા ત્યા તેમને ફતેહ મળતી અરબસ્તાનના લોકો હવે તેમનુ ગૌરવ સમજવા લાગ્યા ઘણા આરબોએ ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો મહમ્મદે મક્કા જીત્યુ

અને ત્યાની મૂર્તિઓનુ ખંડન કર્યું, જૂના ધર્મસ્થાનોનો નાશ કર્યો. માત્ર 'કાબા'ને રહેવા દીધુ, જેને અદ્યાપિ મુસલમાનો પણ પવિત્ર સ્થળ તરીકે માને છે.

આરબોના જૂના પચાગમા વરસની ગણતરી વગેરેમા મહમ્મદે નવો ફેરફાર દાખલ કર્યો, માત્ર બાર ચાદ્ર માસનુ વરસ ગણવાનો રિવાજ ચાલુ કર્યો

જેમ જેમ મહમ્મદની કીર્તિ વધતી ગઇ તેમ તેમ તેમના ધર્મનો પ્રસાર થતો ગયો અને અરબસ્તાન પછી આસપાસના મુલકોમા ધર્મ સ્થાપવા મહમ્મદને વિગ્રહો ઓછા કરવા પડેલા. ઇસ્લામનું શુદ્ધ સ્વરૂપ, તેમા રહેલુ નૈતિક બળ એ તેના પ્રસારનુ મુખ્ય સાધન થઇ પડયુ પણ મહમ્મદને એટલેથી સતોષ ન થયો, પોતાનો ધર્મ એથી પણ વધારે વિસ્તારવાને ગ્રીસ તરફ પ્રયાણ કરવાનો તેમણે ઇરાદો કર્યો સઘળી તૈયારીઓ થઈ હતી, પણ તેટલામા ઇ સ ૬૩૨મા તેમનો કાળ થયો

ઈસ્લામીઓએ જગતના ઇતિહાસમા મહાન ભાગ ભજવેલો છે, અને હજી પણ ઈસ્લામ એ ધાર્મિક તેમજ પ્રજાકીય બળ છે તેના સસ્થાપકમા અસાધારણ પરાક્રમ હોવુ જોઇએ એ માન્ય કરવુ જોઇએ જડ ઘાલી બેઠેલા, સૈકાઓથી ચાલતા આવેલા સપ્રદાયને મૂળમાથી ઉખેડી નાખી મૂર્તિપૂજા, અનેક દેવની ભાવના તથા અનેક વહેમોનુ નિકદન કરી શુદ્ધ માર્ગનુ દર્શન કરાવનાર વ્યક્તિ અસામાન્ય શક્તિ ધરાવનાર હોય એમ સ્વાભાવિક રીતે માનવુ પડે છે મહમ્મદ પેગબર દુનિયાના મહાપુરુષોની ઉચ્ચ કોટિમા આવે છે, અને જે શુદ્ધ માર્ગનુ તેમને દર્શન થયુ, જે શ્રદ્ધાની તેમને પ્રેરણા થઇ તે ગમે તે કષ્ટ સહીને પણ સર્વ સમક્ષ જાહેર કર્યા તેમજ ધર્મ ખાતર સર્વસ્વ સમર્પવાનુ જે આત્મબળ તેમના જીવનમા હતુ તે માટે કોઇપણ અન્ય ધર્મના અનુયાયી ઓને તેમને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થાય જ દુનિયામા કોઈ પણ પ્રજા જો ધર્મ પરની શ્રદ્ધામા દૃઢ હોય તો તે ઇસ્લામીઓ છે. Faith

એ ઇસ્લામીઓનું ખાસ લક્ષણ છે બૌદ્ધ ધર્મે સયમ તથા ત્યાગને પ્રાધાન્ય આપ્યુ છે, ખ્રિસ્તી ધર્મમા પ્રેમને ઊંચુ સ્થાન તે ધર્મે બતાવ્યુ છે, અને મુસલમાનો ધર્મ પરની શ્રદ્ધા માટે જાણીતા છે મુસલમાની ધર્મમતે સદાચારને અગ્રસ્થાન મળેલુ છે મનુષ્યાત્મા અને પરમાત્માના સબધ માટે મનુષ્યજાતિ અનાદિકાળથી હૃદયમથન કરતી આવી છે અને કોઈ કોઈ કાળે પરમાત્મા શુદ્ધ માર્ગનો પ્રદર્શક પેદા કરે છે, જેથી ધર્મનો સ્રોત અખડ વહે છે

મુસલમાની ધર્મનુ પવિત્ર પુસ્તક તે 'કુરાન' છે તે આરબી ભાષામા લખાયેલુ છે જ્યારે જ્યારે ધ્યાન અને યોગમા સત્ય વાતો પેગબરને જણાતી ત્યારે તેને ઈશ્વરી પ્રેરણા ગણી એ ગ્રન્થમા તેમણે એ નોંધેની સચવાયેલી છે

૧૯૨૨]

## રા. બ. રણછોડલાલ છોટાલાલ

આ જમાનાના ગુજરાતના અગ્રગણ્ય શહેરીઓમા રા બ રણછોડલાલનુ સ્થાન મોખરે છે આપણા પ્રાતમા કાપડના મિલ ઉદ્યોગની સ્થાપના એમણે કરી છે યત્રથી કાપડ વણનાર્ં કારખાનુ પોતાની દીર્ઘ દૃષ્ટિથી અમદાવાદમા કાઢ્યુ અને અમદાવાદની આજની જાહોજલાલીના મૂળ રોપ્યા.

તીવ્ર વેપારી બુદ્ધિ અને કુનેહ ધરાવવા ઉપરાત ખરા શહેરીનો આત્મા તે ધરાવતા શહેરની રિદ્ધિસિદ્ધિ કેમ વધે તેની સતત યોજનાઓ રચનાર એ હતા સ્થાનિક સ્વરાજ્યનો આરભ તે જ અરસામા થયેલો અને એ તકનો લાભ તેમને મળ્યો અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટીનુ સચાલન તેમને હાથે થયુ તે દરમ્યાન શહેરને ચોખ્ખુ પાણી પૂરુ પાડવાની મોટી યોજના તેમણે કરેલી—સાબરમતી નદીની રેતીમા કૂવા

ખોદી યત્રગળીથી તેમાથી પાણી ખેંચી યત્ર વડે નળવાટે તે પાણી આખા શહેરને પૂરુ પાડવા વૉટર વર્ક્સ મ્યુનિસિપાલિટીએ તેમના નેતૃત્વ નીચે શરૂ કર્યું તે પહેલા શહેરમા દર વર્ષે ઉનાળાની મોસમમા કોલેરાનો ઉપદ્રવ થતો અને સેંકડો નાના મોટા માણસો એના ભોગ બનતા શહેરીઓનુ આરોગ્ય એ રણછોડભાઇ સાહેબને હૈયે ખૂબ વસેલુ તેથી પાણી પૂરુ પાડવાનુ હાથમા લીધેલુ—એ કામ પૂરુ થયુ ને સ્વચ્છ પાણી શહેરો મળ્યા પછી કોલેરા વાર્ષિક રીતસર ના મહેમાન—epidemic તરીકે નાબૂદ થઇ ગયો છે નળ થવા એટલે પાણી ખૂબ પ્રમાણમા વપરાય તેનો નિકાલ કરવો જોઇએ—એ માટે ગટર—ડ્રેનેજનુ કામ તેમણે ઉપાડયુ અને પાર પાડયુ

મારા માતામહ સ્વ રા બા ભોળાનાથ મારાભાઇ તથા રા સા મહીપતરામ રૂપરામ નીલકંઠના મિત્ર અને સહકાર્યકર્તા હોઇ એ મમાન નીય પુરુષના થોડા ઘણા સમાગમમા આવવાનો લાભ મને મળેલો અમે તેમને 'રણછોડભાઇ મામા' કહેતા મારા મોસાળના છોકરા તેમને 'રણછોડભાઇ કાકા' કહેતા ભોળાનાથ ભાઇ ની હયાતીમા તેઓ ઘણી વાર તેમને ત્યા મુલાકાતે આવતા માથે કિરમજી અમદાવાદી પાઘડી, કાળો કોટ, રેશમી મોટી કોરનુ ધોતિયુ અને સ્લેટ રગની શાલ (બારેમાસ) રાખતા આંખે હમેશ રગીન ચશ્મા—ગોગલ્સ પહેરવાનો તેમનો રિવાજ હતો અમદાવાદ પ્રાર્થનાસમાજની સ્થાપનામા તેમનો મોટો હિસ્સો હતો અને પ્રત્યેક રવિવારની પ્રાર્થનામા બનતા સુધી—મોડે મોડે પણ તેઓ હાજરી આપતા ત્યા તેમની સાથે વાતચીત ખબરઅતર પૂછવાનુ મળતુ

શહેરના આરોગ્ય માટેની ઉગ્ર ઇચ્છા હતી તેને લઇને પોતાને સપત્તિ પ્રાપ્ત થતા પહેલુ કામ તે શહેરમા દવાખાનુ પોતાના પદરથી કાઢીને ગરીબોને મફત દવા આપવા ખુલ્લુ મૂક્યુ ગરીબ માણસો દવા વિના રોગગ્રસ્ત રહે ને મૃત્યુ પામે એ તેમને અસહ્ય લાગ્યુ

રણછોડલાલ ધર્માદા દવાખાનાની શરૂઆત પછી સને ૧૮૮૭મા ઇગ્લાડના રાણી વિક્ટોરિયાના રાજ્યારોહણની પચાસ વર્ષની જ્યુબિલી પ્રસંગે 'વિક્ટોરિયા જ્યુબિલી હોસ્પિટલ ફોર વીમેન એન્ડ ચિલ્ડ્રન' સ્થાપી એને માટે વિશાળ જગ્યા, સારુ કાયમી ફડ અને સંચાલનની સુદૃઢ વ્યવસ્થા કરી તેમના પૌત્ર અમદાવાદના શ્રેષ્ઠ નાગરિક દાનવીર ચીનુભાઇએ આગળ જતા જરૂર પડવાથી એ હોસ્પિટલને લગતા આલીશાન મકાન બાધ્યા તદુપરાત માદાની સારવાર માટે નર્સોની જરૂરિયાત જણાતા ચીનુભાઇ સાહેબે લગભગ એક લાખ રૂપિયાના ખર્ચે એ જ હોસ્પિટલમા નર્સિંગ સ્કૂલ બધાવી તેના નિભાવ માટે એક લાખથી વધારેની રકમ સુપ્રત કરી.

રણછોડભાઇને એ દવાખાનાથી સતોષ ના થયો. ગરીબ માણસો માદા હોય ને દવાખાને ના જઇ શકે તેવી ગભીર સ્થિતિ હોય તેવે પ્રસગે તેમને ઘેર દાક્તર જાય અને તેની સારવાર થાય એ હેતુથી એક સધ્ધર રકમ તેમણે અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોપી જે વ્યવસ્થા મ્યુનિસિપાલિટીએ વર્ષો સુધી ચલાવી. મ્યુનિસિપાલિટીએ ઠામ ઠામ ધર્માદા દવાખાના સ્થાપ્યા પછી વ્યવસ્થા બધ કરી

એથી આગળ જઇ તે જમાનામા ઘણુ દૂરઅદેશી ગણાય તેવુ એક ફરતુ દવાખાનુ તેમણે શરૂ કર્યું જિલ્લાના ગામડા બિલકુલ દવાખાના વિનાના હતા તેઓને માટે ટ્રાવેલિંગ ડિસ્પેન્સરી સ્થાપી–તેના દાક્તર ગામડે ગામડે ફરી દરદીઓને દવા આપે અને તેની દેખરેખ લોકલ બોર્ડ રાખે લોકલ બોર્ડ અને સરકારી દવાખાનાં ગામડામા સ્થપાયા છે ને મારા જાણવા પ્રમાણે આ વ્યવસ્થા હવે નથી

કાપડ ઉદ્યોગના નિષ્ણાત એટલે અમદાવાદમા એક ટેકનિકલ સ્કૂલની શરૂઆત પણ તેમણે કરેલી

સને ૧૮૮૪ની સાલમા મારા મામા સ્વ શ્રી નરસિંહરાવ મુબાઇ સરકાર તરફથી Statutory Civil Service-સની નોકરીમા લેવાયા

ત્યારે રા. બ. રણછોડભાઇએ મોટી જ્યાફત તેમના શાહપુરના બંગલામાં આપી હતી. અમદાવાદમાં દાખલ થયેલા ટેલિફોનમાં વાત કરવાનો પ્રથમ અનુભવ એમને થયો,-બંગલેથી મિલમાં વાત કરેલી-આ ૧૮૮૪મા બનેલું.

રા. બ. રણછોડભાઇને અમે 'રણછોડભાઇ મામા' કહેતાં અને મારા મામાનાં છોકરાં 'રણછોડભાઇ કાકા' કહેતાં; ભોળાનાથ ભાઇ (મારા માતામહ તથા મામાનાં છોકરાંના પિતામહ) તેમના સમોવડિયા અને મિત્ર છતાં આ સંબોધન કેમ હતું તે હજી સમજી નથી.

રણછોડભાઇ આરોગ્ય અને નૈતિક દૃષ્ટિએ મદ્યનિષેધના પ્રખર હિમાયતી હતા-સરકારે તેમને કાઉન્સિલના સભ્ય નીમ્યા ત્યારે તેમણે મદ્યપાન વિરુદ્ધ કાઉન્સિલમાં ઝુંબેશ ઉઠાવેલી. તે સમયના ગવર્નરો વાર્ષિક મુલાકાતો આપતા. શહેરના અગ્રગણ્ય શહેરી તરીકે રણછોડભાઇ તેમના માનમાં પાર્ટી યોજતા-રાતની પાર્ટી જેને ઇવનિંગ પાર્ટી કહેવાય છે તેમાં ઉપાહાર સાથે મદ્ય હોવું જોઇએ એવો અંગ્રેજોનો રિવાજ છે. બીજે બધે આ પ્રમાણે મદ્ય વહેંચાતું, પરંતુ રા. બ. રણછોડભાઇ ગવર્નર જેવા મહાન અધિકારી ખાતર પણ પોતાની મદ્યનિષેધની માન્યતા ઢીલી મૂકતા નહીં.

શહેરના હિત માટે દાનો આપી આરોગ્યની અને બીજી સંસ્થાઓ સ્થાપવાની શરૂઆત કરી-બીજા શ્રીમંતોએ પણ એ પ્રથા જારી રાખી, પરંતુ તેમના પૌત્ર-સર ચીનુભાઇએ તે પુષ્કળ વધારી. પોતાના એ નામાંકિત દાદા, પિતા વગેરેની યાદગીરીમા અમદાવાદ શહેર માટે તેમજ અન્ય સ્થળોમા લાખો રૂપિયાનાં દાન કરી સર ચીનુભાઇએ અમદાવાદ શહેરને પોતાનુ મહાને માટે ઋણી બનાવ્યુ છે.

રા. બ. રણછોડભાઇને મારા પ્રત્યે ખાસ મમતા હતી-અમદાવાદ પ્રાર્થના સમાજમા હું નિયમિત હાજરી આપનાર, એક બે રવિવાર ન જાઉં તો તરત ખબર પૂછવાનુ ચૂકતા નહીં. એમની સૌમ્ય, પ્રભાવવાળી છબી દૃષ્ટિ સમક્ષ લાવી સમાપ્ત કરું છુ.

## રા. બ. શંકર પાંડુરંગ પંડિત

રવિવાર તા ૧૮–૩–૯૪ને રોજ રા બ શંકર પાંડુરંગ પંડિતના ઉદ્યોગી જીવનનો અંત આવ્યો છે. ગયા તથા આ વર્ષમાં થયેલા વિદ્વાન મહાપુરુષોના મૃત્યુમાં વળી આ એક ઉમેરાયું છે તેમણે લોકોપયોગી ઘણાં કામ કરેલાં છે અને છેક લગી તે કરવાનો ઉત્સાહ તેમનામાં જાગ્રત હતો એમના મરણથી સંસ્કૃત સાહિત્યને ભારે ખોટ પડી છે અને એથી પણ વધારે ખોટ દેશી બંધુઓને તેમના દૃષ્ટાન્તની પડી છે રાજકીય ક્ષોભને લીધે આપણામાં ખરેખરા કર્તવ્યની વૃત્તિ એટલી ઓછી થઈ ગઈ છે કે ખરું કામ કરનારના મરણથી ઘણી ભારે ખોટ માલૂમ પડે છે હાલમાં આપણા દેશી બાંધવો ગહન વિદ્યાનો અભ્યાસ કરવામાં બુદ્ધિનો ઉપયોગ ન કરતા તેને બદલે અને ડામાડોળ માર્ગે એટલે રાજકીય બાબતમાં નિરર્થક વાપરે છે, અને જે થોડોઘણો ઉત્સાહ હોય છે તે પ્રતિકૂળ વિષયમાં વૃથા ગુમાવે છે આ જોઈને ઘણો ખેદ થાય છે

રા બ પંડિતનું જીવન આથી ભિન્ન જ પ્રકારનું હતું તેમના પ્રયત્ન ઉદાર વિષય માટે હતા અને તે પાર પડવાથી મળતા ન હોતા ઘણાખરા માફક તેમનું જીવન આકસ્મિક પ્રસંગો પ્રમાણે ઘડાઈ ગયું નહોતું તે પ્રથમથી જ પોતાના ઉદ્દેશ નક્કી કરતા અને તે પાર પાડવા અત્યંત ઉદ્યોગ તથા દૃઢ આસક્તિથી મંડ્યા રહેતા તેમના બાપ ગામડામાં નવાગી હતા. શંકર પાંડુરંગ પંડિત પણ થોડો વખત એ જગ્યાએ રહ્યા તેમની જગ્યાએ બીજું કોઈ હોત તો જરૂર ત્યાં જ જીવન પુરું કરત, પણ એમના જેવા પુરુષના અત્યુગ્ર ઉત્સાહને એ જગ્યામાં કાંઈ અવકાશ મળે તેમ નહોતું અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવી તેનો લાભ લેવાની ધારણા એમણે નક્કી કરી અને તે પાર પાડવામાં કાંઈ પણ કચાશ રાખી નહીં તે ક્યાંથી ડગ્યા નહીં નિશાળાનંદ તથા

કૉલેજમા તેમણે પોતાના ઉદ્યોગ તથા હોશિયારીને લીધે ઘણુ મારુ નામ કાઢ્યુ પણ હજી આથી ઘણુ વધારે તેમણે કર્યું યુનિવર્સિટીના અભ્યાસ અને તેમા મુખ્યત્વે સંસ્કૃત માટે જેઓ દિલગીર થાય છે તેઓને પંડિતનુ કાર્ય ધ્યાન આપવા લાયક છે. તે અંગ્રેજી તથા લૅટિન લઇ "ગ્રૅજ્યુએટ" થયા હતા એમ એ.ની ડિગ્રી લીધી ત્યા લગી સંસ્કૃત ભાષાનો એક અક્ષર પણ તેમને આવડતો ન હતો ત્યાર પછી જ્યારે તે કૉલેજમા ફેલો હતા તે વખતમા પશ્ચિમની ભાષાના જ્ઞાનથી સંતુષ્ટ ન થતા આપણા પૂર્વજોની સંસ્કૃત ભાષાનો અભ્યાસ તેમણે કરવા માંડ્યો આ તેમણે નિશ્ચયપૂર્વક આરભ્યુ હતુ. તેમણે થોડા વખતમા એમાં નિપુણતા મેળવી અને તેથી તરત ડેક્કન કૉલેજમા તેમને એક્ટિંગ પ્રોફેસરની જગ્યા મળી. સંસ્કૃત ભાષાનો અભ્યાસ રા બ. પંડિતના બુદ્ધિ તથા ઉદ્યોગી સ્વભાવને ઘણો અનુકૂલ આવ્યો એ ભાષાના ઉત્કર્ષ માટે તેમણે દૃઢતાથી પોતાના જીવન પર્યંત પ્રયત્ન કર્યો. સરકારી નોકર હોવાને લીધે તેમને પોતાના વખત તથા ઉદ્યોગ બીજા કામમા પણ રોકવા પડતાં તે સર્વ કામ તેમણે પૂરેપૂરી રીતે કર્યાં અને નોકરીની ફરજો અને અકસ્માત તથા શરીરની પીડા વચ્ચે રહીને, મુંબાઈ કે ગમે તે બીજા દૂરના સ્થળોમા પણ સંસ્કૃત ભાષા તરફની પોતાની પ્રીતિ કાયમ રાખી, ઘણા પુસ્તકોનુ સંશોધન કર્યું, ઘણાના ભાષાન્તર કર્યા, અને છેક લગી હિંદના પ્રાચીન કાળને લગતા વિષયોનુ ઘણુ અન્વેષણ કર્યું.

નિશ્ચિત કરેલા ઉદ્દેશ, પ્રયાસવાળા અને સફળ પ્રયત્નો, અખંડ ઉદ્યોગ અને ઉત્સાહ—એ સર્વથી ભરપૂર એવુ આ જીવન સ્વદેશીઓને ઘણુ ચિત્તાકર્ષક લાગવુ જોઇએ. રા બ. પંડિત મોટા અભ્યાસી હતા, એટલુ જ નહિ, પણ સંસારસુધારામા પણ આગેવાન હતા પૂનાની છોકરીઓની હાઇસ્કૂલ છે તે એમની જ ખંતથી થયેલી છે અને તે પરથી સ્ત્રીકેળવણી માટેની એમની ઉત્સુકતા જણાઇ આવે છે. તેમના

પોતાના કુટુંબની સ્ત્રીઓને પણ તેમણે ઉચ્ચ પ્રકારની કેળવણી આપેલી છે. ઇંગ્લાન્ડમાં "ઇન્ટરનૅશનલ કોંગ્રેસ ઑફ ઓરિયેન્ટલિસ્ટ્સ"ની સભા થઇ હતી ત્યારે રા. બ. પંડિત ત્યાં ગયા હતા. આ પણ એક હિમ્મતનું કામ હતું, કેમકે તે વખતે તેમની જ્ઞાતિમાંથી ઇંગ્લાંડ જનાર કોઇ નહોતા. હિમ્મત રાખ્યાથી અને આડંબર મૂકી દેવાથી નાતના દુરાગ્રહ સામે કેમ ટકી શકાય છે તે એમણે પોતાના જ દૃષ્ટાન્તથી દેખાડી આપ્યું હતું. વખત જતાં એ દુરાગ્રહ જતો રહે છે અને લોકો જે થઇ ગયું હોય તે કબૂલ કરે છે, અને નાતના ગમે તે કાયદાના ભંગની માફી થઇ શકાતું નથી; આ વાત રા.બ. પંડિતના દૃષ્ટાંતમાં તથા ત્યાર પછીના બીજા કેટલાકનામાં ખરી પડી છે. તેમના વિચાર તથા આચાર બંનેમાં એ ખરેખરા સુધારક હતા.

ધર્મસંબંધી વિષયમાં પણ તે સુધારક જ હતા. મુંબાઈ તથા પૂનાની પ્રાર્થનાસમાજને એમના ઉત્સાહથી ઘણો લાભ થયો છે. બંનેમાં નાણાંની મદદ આપતા, સારી સલાહ આપતા અને તેના ધર્મોપદેશક મારેના પ્રયત્નમાં સહાયતા કરતા. જેટલા સંસ્કૃત ભાષાનો અભ્યાસ તથા સંસારસુધારો તેમને પ્રિય હતા તેટલો હિંદનો આસ્તિકવાદ તેમને પ્રિય હતો.

રા. બ. પંડિતે એ રીતે ઘણાં લોકોપયોગી કાર્ય કરી સ્વદેશીઓની સેવા બજાવી છે મન કેળવાયેલું હોવાથી અને સુપ્રયત્ન માટે લાગણી હોવાથી તેમણે કર્તવ્યકર્મો કરવામાં કાળ કાઢ્યો અને જે પ્રયત્ન તેમને સારો જણાતો તે સર્વમાં તે ખંતથી મદદ કરતા.

આવા દૃઢ અને અમૂલ્ય કામ કરનાર અને ઉત્સાહી પુરુષની ખોટ આ દેશના જનમંડળમાં પડ્યા વગર કેમ રહે?

આ સમયમાં હિંદમાં પણ્ તેવાઓની ખામી છે. દુનિયાના બીજા દેશો જ્યારે ઘણા જ આગળ વધી ગયા છે, ત્યારે હિન્દુસ્તાન સેંકડો વર્ષ પર હતું તેની તે સ્થિતિમાં તેઓની પાછળ પડી રહ્યું છે. અહીંના

જનસમૂહમાં સુધારાની જરૂર છે, નવી ભાવનાઓ ઉત્પન્ન કરવાની છે, નવા ઉદ્યોગ દાખલ કરવાના છે, અને પ્રાચીન આચાર વિચારને હાલના વિચારને અનુસરી સુધારવા વધારવાના છે. આ કાર્ય ઘણુ ભારે અને મોટુ છે, પણ તેમાં કામ કરનાર વણા જ થોડા છે તેમાથી પણ એક પછી એકના જીવન પૂરા થવા મડયા છે તેથી એ કાર્ય સિદ્ધિની આશા મદ ને મદ થતી જાય છે આ કાર્ય કરનારામાના એક રા. બ પડિત હતા તેથી તેમનો આ દેશ પર થોડો આભાર નથી થયો એવા મહાન વિદ્દદ્ર્યનો આત્મા ચિરશાંતિમા રહો એ જ અમારી પ્રાર્થના છે



## રા. સા. વામન આબાજી મોડક સી આઈ ઈ

રા. સા. વામન આબાજી મોડકના મૃત્યુખબર જણાવતા અમને અત્યત ખેદ થાય છે તા ૨૮મી ઓગસ્ટે તેમનો સ્વર્ગવાસ થયો ચાર વર્ષથી તેમને પક્ષાઘાત થયેલો હતો અને એ જ વ્યાધિએ તેમનો પ્રાણ લીધો

જે સમયમા અગ્રેજી કેળવણી લેવાના સાધન સર્વત્ર સુલભ ન હતા તે સમયમા માત્ર પોતાની જ ખત તથા મનના દૃઢ સકલ્પથી ઊંચી કેળવણી લઇ પોતાના મહાન ઉદ્દેશો જે પુરુષે સફલ કર્યા તેના કર્તવ્યપરાયણ જીવિતનો સાર અત્રે આપવો ઉચિત ધારીએ છીએ

રા સા વામનરાવનો જન્મ ઈ સ ૧૮૩૭મા રત્નાગિરિ જિલ્લાના મુરડી ગામમા થયો હતો ગામઠી નિશાળમા મરાઠી અભ્યાસ પૂરો કર્યા પછી તેમને એક ખ્રિસ્તી ધર્મોપદેશક સાથે પ્રસગ પડયો તેણે તેમને અગ્રેજી ભાષાનો અભ્યાસ કરવાનુ કહ્યુ, પરતુ તે વેળા અગ્રેજી ઉપર લોકની પ્રીતિ નહોતી તેથી તથા ગરીબાઇને લીધે વામનરાવને

મુંબાઈ જઈ અંગ્રેજી અભ્યાસ કરવાની પરવાનગી તુરત મળી નહીં પરંતુ આખરે વડીલોને મહા પ્રયાસે સમજાવી પરવાનગી મેળવી ઈ સ ૧૮૫૪મા મુંબાઇ અભ્યાસ કરવા આ યા અને મુબાઈ યુનિવર્સિટી સ્થપાઈ તો બીજે વર્ષે એટલે સન ૧૮૫૮મા ત્યા ની મૅટ્રિક્યુલેશન ની પરીક્ષા આપી પછી એલ્ફિન્સ્ટ ન કૉલેજમા સુપ્રસિદ્ધ ગુરુ ડા હાર્કનેસ ના હાથ નીચે અભ્યાસ કર્યો સન ૧૮૬૨મા યુનિવર્સિટીના પહેલવહેલા ચાર ગ્રૅજ્યુએટ (બી એ )મા રા વામનરાવ પણ હતા તે પછી તેમને કેળવ ણી ખાતામા દાખલ થવાની ઇચ્છા થઈ તે પછી તેમને ડેક્કન કૉલેજમા ફેલો નિમવામા આ યા તેમની વિદ્વત્તા તથા શિક્ષણ પદ્ધતિ કેળવણી ખાતા ના અધિકારીઓના ધ્યાનમા આવવાથી તેમને પૂના ની હાઇસ્કૂલમા પહેલા મદદનીશ શિક્ષક નીમ્યા શાળાની વ્યવસ્થા ઉત્તમ રીતે કરવામાં તથા વિદ્યાર્થીઓને સારુ શિક્ષણ આપવામા અને તેમનામા વિદ્યા ની અભિરુચિ ઉત્પન્ન કરવામા રા વામનરાવની નિપુણતાની ખ્યાતિ એટલી બધી થઇ કે કોઈ પણ સ્થળમા નવી હાઇસ્કૂલ સ્થાપવાનો પ્રસગનો વિચાર થાય કે તેમને ત્યા મુખ્ય અધ્યાપક નીમતા આ રીતે ચઢતેચઢતે અને તેમની–આજ સુધી કોઇ પણ દેશી ગૃહસ્થો ન આપેલી એવી–એલ્ફિન્સ્ટન સ્કૂલના પ્રિન્સિપાલની એટલે મુખ્ય શિક્ષક ની જગ્યા ૧૮૮૩મા મળી એ જગ્યાનુ કામ ઘણી સારી રીતે બજાવી ૧૮૯૩મા તેમણે પેન્શન લીધુ આપણા પ્રાન્તના જુદાજુદા સ્થળમા હાઇસ્કૂલમા મુખ્ય શિક્ષક તરીકે કામ કરવાથી કેળવણી ખાતાના અધિકારીઓમા તેમણે માન મેળ વ્યુ તથા જ્યા જ્યા ગયા ત્યા ત્યાના વિદ્યાર્થીઓની એટલી પ્રીતિ મેળવી કે તેમનું નામ લોકોને ઝટ વિસારે નહિ પડે

રા વામનરાવ ધાર્મિક તથા સામાજિક સુધારણાના અગ્રેસર હતા ના ૧૪ગુમા ગતભર્તૃકા થયેલી વેણુબાઇનો પુનર્વિવાહ શાસ્ત્ર વિધિથી પહેલવહેલો રત્નાગિરિમા થયો હતો એ પુનર્વિવાહિત દપતી સાથે ભોજન વ્યવહાર કરવા માટે તેમનો જ્ઞાતિ બહિષ્કાર થયો અને

પ્રાયશ્ચિત્ત કરવાની ના પાડવાથી ઘણી અડચણ તથા આપદા પડી, પણ તેમનો દૃઢ સંકલ્પ ચળ્યો નહિ તથા પોતાના પ્રમાણે વર્તવાનો દાખલો તેમણે દર્શાવ્યો

૧૮૬૯માં રા સા વામનરાવ પ્રાર્થનાસમાજના સભાસદ થયા સ્વદેશ બંધુઓમાં ખરા ધર્મતત્ત્વનો પ્રચાર કરવા તેઓ સતત પરિશ્રમ કરતા

બોધદાયક તથા સુશ્રાવ્ય ભાષણ આપવાની તેમનામાં વિલક્ષણ શક્તિ હતી તેમના ઉપદેશ તથા કીર્તન અત્યંત પ્રેમળ, રસિક તથા ચિત્તવેધક હતા તેમના કીર્તનમાં ભક્તિભાવ તથા નીતિબોધ એટલા પ્રબળ હતા કે જૂના વિચારના શ્રોતાઓ પણ માત્ર તે લક્ષમાં રાખી તે સાંભળવા તે તરફ પ્રવૃત્તિ કરતા રા વામનરાવનો સ્વભાવ મળતાવડો અને તેમની રહેણી સાદી તથા તેમનું અંતઃકરણ કોમળ હતું નાનામોટા કોઇનો તિરસ્કાર કરતા નહીં શાંતપણે તથા મીઠાશથી તે યથોચિત વાતચિત કરતા લોકોને પ્રસન્ન કરવા સઘળા પક્ષને સારું લાગે એવું બોલવાની તેમની રીત નહોતી અસત્ય ભાષણ ન કરવું એવો તેમનો દૃઢ સંકલ્પ હતો તથાપિ કાઇનું મન વિના કારણ દુખાય એવા શબ્દ મુખમાંથી ન કાઢવા ની મૃદુતા તેમનામાં હતી જે બોલવું તે પાકો વિચાર કરીને બોલવું એવી તેમની રીત હતી જો કોઇ તેમની સલાહ લેવા જતું તો તેનું હિત થાય તેવી જ સલાહ આપતા પણ કોઇને દગોફટકો દેવાની સલાહ કદાપિ આપતા નહિ કોઇ પ્રતિપક્ષી ધર્મ સંબંધી કે સામાજિક વિષયમાં વાદ કરે તો ઋજુ તથા મીઠા શબ્દોથી તેનું નિરાકરણ થાય તો કરવું, પરંતુ કોઇને દુઃખકારી કાઢવું ન જોઇએ એમ તેઓનું કહેવું હતું અને એ પ્રમાણે પોતે વર્તતા

જેઓ તેમના પરિચયમાં આવ્યા છે તેમના પર તેમની ઉચ્ચ અસર સહેજે થયેલી જણાશે તેમની સાથે વાતચીત કરતા તેમના સાદાઇ તથા ઉચ્ચ વિચાર સામાને આકર્ષતા અને તેમની ભાષાનું માધુર્ય કઠણમાં કઠણ મનને પણ પિગળાવતું અને તેથી ચિંતા આકાંક્ષા તથા

નિશાળ છોડ્યા પછી પણ અંગ્રેજી ભાષામાં તેમની કુશળતા હતી, એટલું જ નહીં, પણ સ્વભાષા બોલવામાં પણ એ અપ્રતિમ હતા. વાણી એ વિચારની સૂચક છે. જેઓ રા. વાગનગરને મારી પેઠે ઓળખતા તેઓ જાણતા હશે કે પવિત્રતા, દયા, મનુષ્ય પર પ્રેમ, ધાર્મિકતાથી ઉત્પન્ન થતો આદર તથા માનની લાગણી, અને સત્ય પર દૃઢ નિષ્ઠા– આ સર્વ ગુણ તેમનામાં હતા અને સતત સંયમથી તે સર્વ પરિપૂર્ણ થઈ એકત્વ પામ્યા હતા. કેટલાકનું કહેવું છે કે હાલના અગ્રેસરોમાં વ્યક્તિલક્ષણની વિશેષતા નથી. જેઓ આમ કહે છે તેઓ આપણા કેટલાક ઉત્તમ નરરત્નોથી અજાણ્યા છે. આવી વિશેષતા આપણા સ્વ. બંધુ રા. વાગનગરમાં હતી. પણ પોતાના લક્ષણની વિશેષતાથી તેઓ કદી બીજાઓને કંટકરૂપ થઈ પડતા નહીં. ધાર્મિક તથા સામાજિક સુધારાના ઝપાટામાં તેમની સત્યપ્રિયતા અચળ રહી હતી, વળી તેમના બોલ કે આચરણમાં કોઈ પણ દૂષણ કાઢી શકે તેમ નહોતું.

આપણી ઘણી પ્રવૃત્તિઓમાં એમની ખોટ પડશે, પરંતુ ધર્મ સંબંધી પ્રવૃત્તિમાં તો વિશેષે કરીને એમની ખોટ ભારે લાગશે, કેમકે તેમના જીવનનાં શ્રેષ્ઠ વર્ષો તેમણે એ પ્રવૃત્તિમાં કાઢ્યાં હતાં અને નોકરીમાંથી મુક્ત થયા પછી કેટલાં ચાર વર્ષ તો મુખ્યત્વે એમાં જ તેમનું ચિત્ત ગૂંથાયેલું રહેતું. ધર્મપંથના બાહ્યાચરણ તથા આચારોની કૃત્રિમતા તેમને અપ્રિય હતા. એમનો આત્મા મલિનતાથી મુક્ત થઈ વિશુદ્ધ બની તેમને ખરા ધર્મનું તત્ત્વ પ્રાપ્ત થયું હતું. તેઓ ભક્તિમાન હતા અને એ ભક્તિની ભાવના તેમનાં રચેલાં ઉત્તમ ભક્તિરસપૂર્ણ ગીતમાં પ્રદર્શિત થાય છે. ઈશ્વરનું સાન્નિધ્ય તેમણે સાક્ષાત્ અનુભવ્યું હતું. તેઓ સંસ્કૃત ભાષાના અભ્યાસી હતા અને તેમણે ઉપનિષદોના ભાષાંતર કીધેલાં છે. સંસ્કૃત ભાષા પર તેમની પ્રીતિ છતાં સ્વભાષાનો કદી અનાદર કરતા નહીં. આપણી યુનિવર્સિટીના ઇતિહાસમાં તેમનું નામ વર્નાક્યુલર ભાષાનો અભ્યાસ દાખલ

કરાવવાના પ્રયત્ન કરનોર તરીકે જાણીતું છે. તેમને પોતાને સ્વભાષાનું જ્ઞાન પરિપૂર્ણ હતું.

સામાન્ય રીતે લોકમાં રા. વામનરાવ ઉત્તમ-શિક્ષક તરીકે પ્રસિદ્ધ છે. તે સખત શાસન રાખનાર હતા, પરંતુ તેમનું શાસન ભીતિનુ નહીં પણ સ્નેહનું હતું. એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલના મુખ્ય અધ્યાપકની જગા પર દશ વર્ષ રહી તેમણે તે શાળાની કીર્તિ વધારી.

તેમના જીવનના સર્વ પરિશ્રમ તથા સંકટ સહન કરવામાં પોતાનાં સુખ દુ:ખનાં ભાગિયણ સુપત્નીની મોટી સહાયતા હતી. તેમણે પતિની સેવા અંતકાલ સુધી ઘણી ઉત્તમ રીતે કરી હતી. અને ચાર વર્ષના ચાલુ મંદવાડમાં તેમની ઇચ્છાને અનુકૂળ થઇ પત્નીધર્મ પ્રફુલ્લ ચિત્તથી બજાવ્યો છે તે સર્વ સ્ત્રીઓને અનુકરણીય છે.

આ ધાર્મિક પુરુષની ઇચ્છા સરકારી નોકરી છોડ્યા પછી અવશેષ કાળ સદ્ધર્મપ્રસારણામાં કાઢવો એવી હતી, પરંતુ ઈશ્વરેચ્છા જુદી જ હતી. નોકરી છોડ્યાને દશ મહિના થયા તેટલામાં જ પૂનાની પ્રાર્થના સમાજમા રાજા રામમોહનરાયની તિથિ નિમિત્ત ઉપાસનામા ઉપદેશ કરતી વખત જ પક્ષાઘાતનો સખ્ત હુમલો થયો તે વખત પછી એમની પ્રકૃતિ ઠેકાણે આવી નહીં અને તેઓ અપંગ થયા એથી કરીને કાંઈ પણ કામ કરવાને અશક્ત થયા. એ રોગથી એકસઠ વર્ષે કાળ થયો. તેમની ખોટ પુરાય તેવી નથી. સમાજના જૂના આધારસ્તંભોમાંના એક રા. સા. વામનરાવ હતા. તેમના મરણથી સમાજને ભારે હાનિ થઈ છે, પણ તેથી નાઉમેદ ન થતાં તેમના પ્રશસનીય ગુણોનું અનુકરણ કરી તેમને જે કાર્ય પ્રિય હતા તે તરફ યથાશક્તિ પ્રવૃત્તિ કરવી એ આપણા સમાજ-બંધુઓનો ધર્મ છે. એમના મરણનું દુ:ખ તેમના પત્ની તથા પરિવારને અત્યંત લાગે એ સ્વાભાવિક, પરતુ ઈશ્વરેચ્છા બલવત્તર છે એમ સમજી દુ:ખ સહન કરવાની પરમકૃપાળુ પરમેશ્વર તેમને શક્તિ આપો તથા

વામનરાવના આત્માને ચિર શાંતિ તથા સદ્દગતિ આપો,' એ અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

[જ્ઞાનસુધા પુ-૧૧; ઈ. સ. ૧૯૯૭; અંક ૧-૭-૮ પાન ૧૮૭થી૧૯૧.]

## રમાબાઈ રાનડે

હિંદની નવીન સંસ્કૃતિના જમાનાના અગ્રગણ્ય મહાપુરુષોમાં સ્વ. મહાદેવ ગોવિન્દ રાનડેની ગણના થાય છે. અંધકારના સમય પછી પાશ્ચાત્ય પ્રકાશ, યુનિવર્સિટીનું શિક્ષણ તથા પેશ્વાઇ રાજ્યસત્તાનો વારસો: એ સર્વ બળોના મૂર્તરૂપ તેઓ હતા. તેમની અસામાન્ય બુદ્ધિશક્તિ અને વિશાળ હૃદય તથા ઓજસના કાંઇ કાંઈ અંશો તેમના શિષ્યોએ પ્રાપ્ત કર્યા હતા. સદ્દગત મિ. ગોખલે એ ભાગ્યશાળી જનોમાંના એક હતા. અને રમાબાઈ રાનડે તો તેમનાં પત્ની એટલે સતત સહવાસી હોઇ તેમનાં પ્રિય શિષ્યા હતાં અને એ રીતે રાનડેની માનસિક નૈતિક સંપત્તિનાં પૂર્ણ અંશે ભાગીદાર બન્યાં હતાં. બારતેર વર્ષની ઉમરે પરણીને સાસરે આવી પતિ પાસે શરૂઆતના શિક્ષણનો આરંભ કર્યો અને કેવી મુશ્કેલીઓ વચ્ચેથી એ અભ્યાસ વધારી પતિના સર્વ વ્યવસાયમાં સમજણપૂર્વક રસ લેવા જેટલું જ્ઞાન મેળવ્યું એ સર્વ હકીકત રમાબાઇએ લખેલા તેમના જીવનનાં સ્મરણોમાં રસિકતાથી વર્ણવેલી મળી આવે છે.

મહર્ષિ રાનડેનાં જીવનસૂત્રો રમાબાઇએ સંપૂર્ણ રીતે ગ્રહણ કર્યાં હતાં. પતિની હયાતી સુધી તો બહારના જગતને તેનો સાક્ષાત્કાર નહોતો થયો, પરંતુ જેઓ રાનડેના કુટુંબના સમાગમમાં આવ્યાં હતાં તેમને તો રમાબાઈના પ્રભાવશાળી જીવનનો કિંચિત્ અનુભવ થયા વિના રહે તેમ નહોતું. આદર્શરૂપ આર્ય સ્ત્રીનું તેમનું જીવન હતું. અમલ-

દારી અને શ્રીમંતાઇને યોગે નોકરચાકરોની મોટી સંખ્યા ધરાવતાં હોવા છતાં, ભોજન સમયે હમેશ જાતે પીરસવાનો તેમનો રિવાજ હતો. દક્ષિણી સ્ત્રીઓમાં જમવાની સુવ્યવસ્થા એક કલા જેવી મનાય છે અને રસોયાઓ તેના સૌન્દર્યના હ્રાસરૂપ છે એમ તેઓ માનતાં હતાં. પત્નીને બહુ માન આપનાર, સ્ત્રીઓની મહત્તાના સિદ્ધાંતને માનનાર રાનડેને કાંઈક આ વ્યવસ્થામાં ઊણપ લાગતી હોય તેથી કે ગમે તેમ પણ પોતે જમી રહે પછી હમેશ ફળફળાદિ ખાવાની પાટલા પર જ રીત રાખી રમાબાઈ જમે ત્યાં સુધી સામા બેસી ફલાહાર કરવો અને વાર્તાલાપ કરવો એવો તેમણે રિવાજ રાખેલો હતો. ગમે તેવી ઉતાવળ કે દોડાદોડમાં પણ આ ક્રમ ચાલુ રહેતો.

ખરેખર આવા મહાપુરુષના સન્માનને પાત્ર થવાની તેમની યોગ્યતા હતી એ નિર્વિવાદ છે. તેમની સાથે પાછલા જીવનના સંપર્કમાં આવનારને તેમના સર્વ મહાન સદ્‌ગુણોનું દર્શન થતું. હિંદવાસી સ્ત્રીઓમા સામાન્ય એવી સુજનતા, પતિભક્તિ અને અતિથિસત્કાર એ તેમના પ્રત્યે સર્વ કોઇને મમતા ઉપજાવે તેવાં હતા. પૂનાના તેમના ઘરમાં એક ખંડમાં સ્વ: રાનડેનો પોશાક, લેખનસામગ્રી, વાચનનાં પુસ્તકો વગેરેનું કાળજી ભર્યું રક્ષણ તે જેનારને તેમની અચળ પતિનિષ્ઠાનું આર્દ્રતાપૂર્વક ભાન કરાવતું. જોડે જ સેવાસદનની વિદ્યાર્થિનીઓનું વસતિગૃહ રમાબાઇની કર્તવ્યનિષ્ઠાનુ ભાન કરાવતું. એ કાર્યની ભવ્યતા, એમાં રહેલી પરોપકારવૃત્તિ એની અધિષ્ઠાત્રી તરફ પૂજ્યભાવથી વંદન કરવા ત્યા જનારને પ્રેરતી.

શ્રીમંત સદ્‌ગૃહસ્થોની સામાન્ય વિધવા પેઠે રમાબાઈ પણ પોતે ધાર્યું હોત તો નિશ્ચિંત રહી એશઆરામ ભોગવી શકત. તથાપિ તેમ ન કરતાં સ્ત્રીજાતિના ઉદ્ધારનુ મહાન કાર્ય સ્વર્ગસ્થ પતિના ઔરસ ( posthumous ) બાળકના પાલનની પેઠે એમણે ઉપાડી લીધું અને તેની પાછળ પોતાની જિંદગી અર્પણ કરી. પૂનાના સેવાસદનના

વર્ગો, વસતિગૃહો વગેરેનો લાભ લગભગ ૧૦૦૦ કન્યાઓ અને સ્ત્રીઓ લે છે તે રમાબાઈના પોતાના એ કાર્યના હિસ્સાને લીધે જ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આવાં કાર્યોમાં જ્યાં ગૃહસ્થ કુટુંબની સન્નારીઓએ જાતે આગેવાનીભર્યો ભાગ લીધો છે ત્યા તેવી સંસ્થાઓ સફળ થઇ છે એમ આપણા દેશમાં નજર કરતાં જણાય છે. જેઓ કમાવાના હેતુથી નહીં, શાહુતી વેઠિયા તરીકે નહીં, પરંતુ પોતાના જીવનનું મહત્કાર્ય માની એવી સંસ્થાઓમાં કામ કરે તેમની જ સંસ્થાઓ તરફ ધન તેમજ લાભ લેનારાં ઘમડાઈ આવે છે. સેવાસદનને પોતાનું ધર્મકૃત્ય માની આરંભમાં પોતાના ઘરમાં પોતાની સાથે જ થોડી અનાથ સ્ત્રીઓને સાથે રાખી રમાબાઇએ એની શરૂઆત કરેલી.

ધાર્મિક અને સાંસારિક સુધારાના રાનડે જેવા કોઈ હિમાયતી હિંદુસ્તાનના પશ્ચિમ પ્રદેશમાં ભાગ્યેજ હશે. ઘણાક તેવા સુધારકોને તેમનાં કુટુંબીઓ, ખાસ કરીને સ્ત્રીજનો તે કામમાં અંતરાયરૂપ થાય છે અને તેમની પ્રવૃત્તિઓ તે માર્ગમાં ઘણી વાર કુંઠિત થાય છે એ સર્વવિદિત છે. રમાબાઇ રાનડેની સુપાત્રતાને લીધે તેઓ રાનડેના આત્મારૂપ બની ગયાં હતાં. અને ઉન્નતિના સર્વ પ્રયાગોમાં તેમની સહાનુભૂતિ માત્ર વિચારની નહોતી, તે સક્રિય બની મહારાષ્ટ્રમાં બલ્કે હિંદમાં એક અનુકરણીય દૃષ્ટાંત તેઓ મૂકી ગયાં છે. ઈશ્વરપ્રસાદથી જે સંસ્થાનો તેમણે આરંભ કર્યો તેને દૃઢ પાયા પર ઊભી રહેવા જેટલું સામર્થ્ય આવતાં સુધી તેમનું જીવન પહોંચ્યું જેથી એ સંસ્થા વિષે તેઓ નિશ્ચિંત થઇને જ આ જગતમાંથી ગયા છે. એ સંસ્થાને એમના અવસાનથી તેમના જેવાં સુશીલ અને સાથે સાથે દૃઢ આમદી ચાલકની સદાય ખોટ રહેશે, છતાં આટલાં વર્ષોનાં કાર્ય પછી તેને પડવા નહીં દે તેવાં કાર્યવાહકો તેમાંથી અવશ્ય નીકળશે. આ ઠેકાણે રમાબાઈના મહત્કાર્યકર્તા બાપ્ટ દેવધરની સેવાઓ જણાવવી ઉચિત છે. રમાબાઇના દરેક કાર્યમાં ઉત્સાહ અને બળના પ્રેરક દેવધર હતા એ વાત એ

ભાઇને ઓળખનાર સર્વે સ્વીકારશે ઉત્સાહની મૂર્તિરૂપ તેઓ છે અને ગમે તેવી નિરાશામા તેમની ખત શિથિન થતી નથી દેવવર પોતાના માતુશ્રી કરતા કે વડીલ બહેન કરતા પણ વધારે પૂજ્યભાવ રમાબાઇ પ્રત્યે ધરાવતા અને રમાબાઈના અવમાનથી તેમના જેટલું કોઈનુ હૃદય નહીં રડ્યુ હોય

ગુજરાત અને મહારાષ્ટ્રની સમાજસ્થિતિ કાઇ ભિન્ન છે તેનો સહજ ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય સેવાસદનમા નર્સોના વર્ગ માટે શીખનારી સ્ત્રીઓ છે, ડાકટરી (સબ આસિસ્ટંટ સર્જન) શિક્ષણ લેવા જનારીઓ છે અને શિક્ષિકાઓ થવા માટે ત્યા જ અભ્યાસ કરનારીઓ છે આ સર્વ શિક્ષણ ઔદ્યોગિક (professional) છે અને જે ખાતામા એ શિક્ષણ લેનારા છે તે ખાતાને સ્ત્રીઓ કામ કરનારા મળી આવશે ને એ ખોટ પૂરી પડશે પગાર આપતા પણ કામ કરનાર મળતા નથી તે મુશ્કેલી ત્યા નહીં નડે મહારાષ્ટ્રમા મયુક્ત કુટુંબની સસ્થા દૃઢતર છે છતા ગરીબાઇ એટલી બધી છે કે ગુજરાતને માટે સ્ત્રીઓને–અનાથ સ્ત્રીઓને–કામ કરવુ પડે છે અને તેથી જ આવુ શિક્ષણ લેનાર પુષ્કળ મળી આવે છે એટલે સુધી કે ગુજરાતની નર્સિંગ કે ડાકતરી શાળાઓમા પણ દક્ષિણી વિદ્યાર્થિનીઓની સખ્યા નજરે પડે છે ગુજરાતમા આર્થિક સ્થિતિ કાઇક ચઢિયાતી હોવાથી એટના શીખનાર નથી હોતા આર્થિક સ્થિતિ બગડે અને શિક્ષણ લેવા બાઇઓ આવે એવુ તો કોઇપણ ઇચ્છે નહીં પરતુ જ્યા આર્થિક સ્થિતિ નબળી હોય ત્યા સામાન્ય માન્યતાઓ ભૂલભરેલી હોવાથી પણ સ્ત્રીઓ આર્થિક સ્વતત્રતા મેળવી શકતી નથી મહારાષ્ટ્ર જેટલે દરજ્જે આપણે ત્યા ગરીબાઇ નહીં હોય, પણ વિધવાઓ, ત્યજેલી સ્ત્રીઓ અને અન્ય સ્ત્રીઓ સેંકડો ગરીબ સ્થિતિમા છે એ તો સહુ કોઇના અનુભવની વાત છે વિધવાને સાસરિયા પોષણનું સાધન પૂરુ ન પાડે, ધણી સ્ત્રીને તજીને બીજી પરણે ને તજેલીને ઘરમા રાખે પણ નહીં છતા તેવી સ્ત્રી કોઈ

મંસ્થામાં જોડાઈ શિક્ષણ લઈ ગુજરાનનું સાધન મેળવવા પ્રયત્ન કરે તો તે જ સાસરિયા, તે જ ધણી વચ્ચે આવે અને તેમની આબરૂ જાય એમ કહે! પોતે પોતાની ફરજ બજાવે નહીં છતાં દુઃખી સ્ત્રીને જે પ્રામાણિક માર્ગ ખુલ્લો છે તે લેવા ન દે એ ઉઘાડો અન્યાય છે સ્ત્રીઓ ગમે તેમ રખડી ખાય તેમા સાસરિયા કે ધણીની આબરૂ ન જાય અને નોકરી કે ધંધો કરે તો આ રૂ જાય એવી ઊંધી માન્યતા ઘણી વાર જોવામા આવે છે આ સ્થિતિમા ફેરફાર થવાની જરૂર છે

ગુજરાતમા ઉચ્ચ શિક્ષણ પણ યથાર્થ નથી લેવાતુ અને મહારાષ્ટ્રમા ઉચ્ચ શિક્ષણ લેનાર કુમારિકાઓ તથા વિવાહિત સ્ત્રીઓ ધંધો કરવા તૈયાર થાય છે એ પણ આ પ્રદેશમાના ત્યાંના વાતાવરણનું પરિણામ છે ધંધા તરીકે નહીં હોય તથાપિ દેશહિતના કાર્ય તરીકે ગુજરાતને સુશિક્ષિત સ્ત્રીઓની ઘણી જ જરૂર છે અને સ્ત્રીઓના પ્રશ્નોના ઉકેલ કરવા માટે એક કે ચાર નહીં પણ સખ્યાબધ શિક્ષિત વિચારશીલ અને કાર્યદક્ષ સ્ત્રીઓને માટે ક્ષેત્ર છે રમાબાઈ રાનડે જેવી સ્થિતિ II કેટલાએ સન્નારીઓ હરી, પણ તેમને યોગ્ય શિક્ષણ માર્ગદર્શન અને પ્રેરણા નહીં મળવાથી ગુજરાત જોઈએ તેટલુ આગળ વધ્યુ નથી

અલબત્ત રાનડે જેવા મહાન પતિગુરુ સર્વેને ન મળે, પરતુ હાલના જમાનામા શિક્ષિત પુરુષો અમખ્ય છે તેઓ બાળક કન્યાઓને જ ઘણે ભાગે પરણે છે અને સસ્કાર અર્પી શકાય તેવો જીવનનો કાળ તેમને પ્રાપ્ત થાય છે, પરતુ કક્કો બારાખડીથી શિક્ષણ શરૂ કરવાનું ધૈર્ય કોનામા જોવામા આવે છે? જેવો તેવો સસાર નિભાવી લેવાય છે બધી સ્ત્રીઓ રમાબાઈ રાનડે ન થઈ શકે તથાપિ થોડે ઘણે અશે સંસ્કાર પ્રાપ્ત કરી જીવનવહનમા સરલતા કરી આપી શકે એ તો સભવિત છે

રાનડેને કાઈ સતતિ ન હતી તેમનુ નામ ચિરસ્મરણીય રાખવા સંતતિની અગત્ય જ નહોતી સંતતિ હોત તો રમા બાઈ આવુ સુંદર કાર્ય કરી શકત કે નહીં તે સશય પડતુ છે વિધિવશાત્ કુટુબપાલનનું

કાર્ય જેમને પ્રાપ્ત ન થયું હોય તેઓ રમાબાઈ પેઠે 'વસુધૈવ કુટુંબકમ્'નો ધર્મ સમજી પોતાનું તેમજ અન્યનું શ્રેય કરી શકે. હિંદના દેશહિતેચ્છુ મહાપુરુષોની નામાવલિમાં રાનડેનું અગ્રસ્થાન છે અને હિંદની પૂજ્ય, વંદનીય સન્નારીઓમાં રમાબાઇનું સ્થાન પણ ઉચ્ચ રહેશે એ નિઃસંશય છે.

શિક્ષણ, પરિસ્થિતિ અને પ્રયત્ન કેટલું કરવા સમર્થ છે તેનો જ્વલંત દાખલો રમાબાઇનું જીવન છે. એ પવિત્ર સન્નારીનુ દર્શન કરનાર જનને તેમની સાદાઈ, ઉચ્ચાભિલાષ અને ધાર્મિકતાનુ આપોઆપ ભાન થતુ. સતાવીસ વર્ષ પર્યંત અસાધારણ મહાપુરુષના સહવાસમાં પત્ની તરીકે મેળવેલા સંસ્કાર મેળવી તે પછી લગભગ પા સદી જેટલો સમય તે પૂજ્ય પતિના પવિત્ર સ્મરણ સહિત તેના ઉચ્ચ આદેશોને અનુવર્તી સ્ત્રીજાતિની અપ્રતિમ સેવા કરનાર પ્રતિભાશાળી આર્ય સતીનુ સરલ જીવન આપણી સ્ત્રીઓને પ્રેરક બનો અને સદ્દગતના આત્માને ચિર શાન્તિ પ્રાપ્ત થાઓ એ પ્રાર્થના છે.

**વસંત : વર્ષ ૩૩; ઈ. સ. ૧૯૨૪; પૃ. ૧૧૬-૧૧૯]**

## સ્વર્ગસ્થ રા. બ. ભોળાનાથ સારાભાઈ

'શ્રી ભક્ત'ના વાચકો માટે ગુજરાતના આ મહાન ભક્તકવિ અને સુધારકનું સંક્ષિપ્ત જીવન આલેખતાં આ લેખકને અત્યન્ત આનન્દ* અને ગર્વની વૃત્તિ થાય છે–આનન્દ એટલા માટે કે 'ભક્ત'માસિકના નામને યોગ્ય ઈશ્વરના એક સાચા ભક્તનુ એ ચરિત્ર છે–ગર્વ એટલા માટે કે એ પુણ્યશાળી પુરુષના કુટુંબમાં જન્મ ધારણ કરવાનું માન આ લખનારને છે.

*સંસારના દુઃખમાં પરિણામ પામતા આનંદથી જુદો સુખમાં પરિણામ પામતો.

રા. બા. ભોળાનાથભાઇનું જીવનચરિત્ર તેમના પુત્ર રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે પુસ્તકરૂપે ઉત્તમ રીતે લખેલું છે. એ પુસ્તકને તેમજ કાંઇક આછાં સ્મરણોને આધારે આ ટૂંકો લેખ લખેલો છે. જીવનચરિત્રો મનુષ્યના જીવનને ઉચ્ચ માર્ગે ગતિ કરાવવામાં એટલાં બધાં ઉપયોગી છે કે ગુજરાતી ભાષામાં તેવાં પુસ્તકોની ખોટ માટે શોક થયા વિના રહેતો નથી. મહાપુરુષોના જીવનની કથા સામાન્ય જનસમૂહમાં જાણીતી થાય તે માટે 'શ્રી ભક્ત' તરફથી વારંવાર ચરિત્રમાળા પ્રગટ કરવામાં આવે છે એ ઘણો સ્તુત્ય પ્રયાસ છે. જેમનાં જીવનચરિત્ર પુસ્તકરૂપે અગર બીજા કોઈ સ્થાનમાં નથી તેમનો પરિચય વાચક વર્ગને આ રીતે થાય છે; જેમનાં જીવનચરિત્રના ગ્રંથો છે તે ગ્રંથોના નાયક કેવા હતા તે સંક્ષેપમાં આવા લેખ દ્વારા જાણતાની તે ગ્રંથો વાંચવાની જિજ્ઞાસા ઉશ્કેરાય છે–એ રીતે એ પદ્ધતિ સર્વથા શ્રેયસ્કર છે.

રા. બા. ભોળાનાથનો જન્મ વડોદરામાં સંવત્ ૧૮૭૯ના શ્રાવણ સુદ પાંચમને દિવસે એટલે ઈ. સ. ૧૮૨૩ના જુલાઇની ૨૨મી તારીખે થયો હતો. તેમના પિતા પાસે સમૃદ્ધિ સારી હોઇ તેઓ ગર્ભશ્રીમંત હતા. તે પિતાના એકના એક પુત્ર હતા. સારાભાઈ અમદાવાદના વતની હતા. તેમને વડોદરામાં અંગ્રેજ રેસિડેંટ પાસે દફતરદારની જોખમદારીવાળી નોકરી હતી. ભોળાનાથ પિતાના લાડકવાયા પુત્ર છતાં સારાભાઇએ તેમને શિક્ષણ આપવામાં કોઈ રીતે શિથિલતા રાખી નહોતી. તે સમયમાં સરકારી અંગ્રેજી શાળાઓ અત્રે નહોતી. કોઈ યુરોપિયન ગૃહસ્થની ખાનગી શાળામાં ભોળાનાથે અંગ્રેજી અભ્યાસ કર્યો. તે અભ્યાસમાં તેમના પિતા પણ તેમને સહાય કરતા. એ રીતે તેમણે ઇંગ્લિશનું ઘણું સારું જ્ઞાન સંપાદન કર્યું હતું. તે ઉપરાંત સંસ્કૃત અને ફારસી ભાષાનો સારો અભ્યાસ તેમણે કર્યો હતો. આ પ્રમાણે એ ત્રણે ભાષામાં તેઓ પ્રવીણ હતા. વળી વડોદરામાં બાળપણ ગાળેલું હોવાથી તેઓ મરાઠી પણ બહુ સારી રીતે જાણતા.

ભોળાનાથના પિતા સારાભાઇ દઢ આગ્રહવાળા અને નિશ્ચિત સિદ્ધાંતોવાળા અર્થાત્ અંગ્રેજીમાં જેને strong personality કહે છે તેવા હતા બ્રિટિશ સરકારના સાચા અને વફાદાર નોકર તરીકે એમને અંગ્રેજ સરકાર તરફથી ઇનામી ગામ મળ્યું હતું બીજું ઇનામી ગામ રાધનપુર રાજ્ય તરફથી પણ સારાભાઇને મળ્યું હતું. અંગ્રેજ સરકાર તરફ પૂર્ણ ભાવને લીધે સારાભાઇએ ભોળાનાથને સરકારી નોકરી માટે તૈયાર કર્યા ઈ સ ૧૮૪૪થી મુનસફની નોકરીની શરૂઆત થઈ ખેડા, કપડવણજ, ભરૂચ, ઉમરેઠ, થાણા વગેરે સ્થળોમાં તેમણે નોકરી કરી હતી. છેવટે 'પ્રિન્સિપલ સદર અમીન'નો માનવતો હોદ્દો તેમણે મેળવ્યો હતો ઈ સ ૧૮૭૪માં તેમણે પેન્શન લીધું ત્યાર પછી મૃત્યુ સુધી તેમનો નિવાસ (મુસાફરીઓ બાદ કરતાં) અમદાવાદ ખાતે હતો એ છેવટના બાર વર્ષ તેમણે લોકસેવામાં પરિપૂર્ણ રીતે ગાળ્યા હતા. નોકરીમાં હતા ત્યારથી જ લોકસેવા શરૂ કરી હતી સરકારી નોકરી યથાયોગ્ય બજાવવા ઉપરાંત લોકોપયોગી સંસ્થાઓ નવી સ્થાપવી, જૂની હોય તેને પુષ્ટિ આપવી, અને સર્વથા લોકોની ઉન્નતિ માટે તન મન અને ધનથી પ્રયાસ કરવા, એ તેમનો સ્વભાવ હતો પેન્શન લીધા પછી અવકાશ મળતા તેમણે પોતાના સર્વ પ્રયાસ એ દિશામાં વાળ્યા

રા. બા ભોળાનાથ જૂના આચારવિચારવાળા ચુસ્ત શૈવ સંપ્રદાયના વાતાવરણમાં ઊછર્યા હતા આસનથી જ ધર્મ તરફ હૃદય વિશેષ ઢળેલું હોવાથી જૂના ધર્મ ઉપર તેમને અતિશય શ્રદ્ધા હતી. આગળ જતા બુદ્ધિસંસ્કારથી, વાચનથી તથા અન્ય સંપર્કથી જૂના ધર્મ તરફ તેમની શ્રદ્ધા શિથિલ થવા લાગી. ઘણા વર્ષોના પુખ્ત મનન પછી તેમના ધાર્મિક વિચાર બદલાયા અને એકેશ્વરવાદ તેમણે સ્વીકાર્યો એ એકેશ્વર મત તે આપણા સનાતન હિંદુ ધર્મમાં અંતર્ભૂત રહેલો છે અને સર્વ ધર્મોમાંથી નકામી વાતો અને કેટલાક નિરર્થક અંગો કાઢીને

શુદ્ધ રૂપમાં જોઇએ તો સરકારી બુદ્ધિને એ ધર્મનું સત્ય જણાયા વિના રહે તેમ નથી રા. મા. ભોળાનાથને એ સત્યનું દર્શન થતાં જ તેના પર તેમણે અચળ શ્રદ્ધા ચોંટી તેમના મહાનુભાવ હૃદયને એ સત્ય આપણા દેશમાં પ્રવર્તાવવાની મહાકાંક્ષા થઈ આપણો દેશ અનેક કારણોથી અજ્ઞાન અને વ્હેમમાં ડૂબેલો જોઈ તેમની દેશપ્રીતિ જાગ્રત થઈ દેશી જનો શુદ્ધ સત્ય ધર્મ પાળે, વ્હેમ અને પાખંડના પાશમાંથી છૂટે એ તેમની તીવ્ર ઇચ્છા હતી આ માટે તેમણે અને તેમના મિત્ર સ્વ. રા. સા. રણછોડલાલે મળી ધર્મસભા નામનું ધાર્મિક મંડળ સ્થાપ્યું હતું ત્યાર પછી એ બે મિત્રો અને તેમના બીજા સામાન્ય મિત્ર સ્વ. રા. સા. મહીપતરામે અમદાવાદમાં પ્રાર્થના સમાજ ઈ. સ. ૧૮૭૧ માં સ્થાપી. તે પછી એ સમાજનો ઉત્કર્ષ કેમ થાય એ એમની રાત દિવસની મુખ્ય ચિંતા હતી સમાજ માટે મકાન બંધાવ્યું સમાજ માટે પુસ્તકો રચ્યાં બીજા ગામોમાં પ્રાર્થના સમાજો સ્થાપી એમના પોતાના સંતાનોના ભવિષ્ય કરતાં સમાજના ભવિષ્યની એમને વિશેષ ચિંતા હતી. એ સંસ્થા એમને એટલી પ્રિય હતી કે એમના સમાગમમાં આવેલા સર્વ કોઈને પરિચિત છે સુન્દર આસન તો સમાજ માટે, સુંદર તો સમાજ માટે, સારી ઉપયોગી ચીજ તો સમાજ માટે જેમ કોઈ પિતા પોતાના અતિ લાડકવાયા બાળક માટે જે કાંઈ દેખે તે લેવા પ્રેરાય એવી તેમની સમાજ પર મમતા હતી સમાજના વાર્ષિક ઉત્સવો પર જે ઉત્સાહ અને ઊર્મિ તેમનામાં જણાતાં તેની સરખામણી કશા સાથે થઈ શકે તેમ નથી પ્રાર્થના સમાજ એ જ તેમના જીવનનું મોટું લક્ષ્ય થઈ પડ્યું હતું

રા. બા. ભોળાનાથના ધાર્મિક પરિવર્તનને બંગાળાની બ્રહ્મ સમાજથી ઘણી પુષ્ટિ મળી હતી બંગાળાના બ્રહ્મસમાજના અગ્રેસરો સાથે તેમને સારી મૈત્રી હતી કેશવચંદ્રસેન સાથે એમને સમાગમ થયો હતો અને કેશવ બાબુ માટે તેમને અસાધારણ માનવૃત્તિ હતી

તથાપિ સત્ય માટે તેમનો આગ્રહ એટલો મળવત્તર હતો કે કેશવચન્દ્રસેન બ્રહ્મસમાજના મુખ્ય મંડળથી છૂટા પડ્યા ત્યારે તેમની નિર્બલતા રા. બા. ભોળાનાથે સ્વીકારી હતી. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર તથા તેમના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર પણ ભોળાનાથના મિત્રો હતા. પંડિત શિવનાથ શાસ્ત્રી, નવીનચંદ્રરાય અને સત્યાનંદ અગ્નિહોત્રી વગેરે પ્રતિષ્ઠિત ધાર્મિક સુધારકો સાથે તેમને ઘણો સારો સંબંધ હતો. તેમનું નિખાલસ હૃદય સર્વેને માટે ખુલ્લું હતું, તથાપિ એ હૃદયમાં ધર્મનું બળ વિશેષ હોવાથી એ પ્રદેશમાં વિચરતા બંધુઓ તરફ ખાસ આકર્ષાતું. ધર્મ માટે આટલી પ્રબળ લાગણી છતાં-ધર્મ માટે દૃઢ આગ્રહ છતાં-કોઈ રીતે ધર્માંધ નહોતા. ધર્મ માટે બહુ ઉદાર વૃત્તિ પોતે ધારણ કરતા. પોતાના હમેશના શાન્ત સૌમ્ય સાત્ત્વિક સ્વભાવને અનુસરી બીજાના ધર્મમત માટે સહિષ્ણુતા રાખતા. સાધારણ રીતે ધર્મધુરંધરો પોતાના મતની સત્યતા માટેના અત્યાગ્રહને લીધે ધર્મમત તરફ સંકુચિત અને અનુદાર વૃત્તિ દેખાડે છે, પરંતુ રા. બા. ભોળાનાથમાં ઈશ્વરનો દિવ્ય અંશ એવા મોટા પ્રમાણમાં ઊતર્યો હતો કે ઈશ્વર જેમ પાપી પુણ્યવાન સર્વ તરફ પ્રેમમય દૃષ્ટિ રાખે છે તેમ તેમની વૃત્તિ રહેતી. સૌજન્યની અતિશયતા એ એમના સ્વભાવનું ખાસ લક્ષણ હતું.

ધાર્મિક પરિવર્તનની સાથે જ ભોળાનાથના વિચાર સમાર-સુધારણા તરફ દોરાયા હતા. આપણા સાંસારિક રિવાજોમાં જે અનિષ્ટ હોય તે દૂર નહીં થાય ત્યાંસુધી આપણા દેશનો ઉદ્ધાર થવાનો નથી એમ એઓ દૃઢતાથી માનતા. માનતા એટલું જ નહીં, પણ અનિષ્ટ રિવાજો બને તેટલા પોતાના કુટુંબમાંથી દૂર કરવા પહેલ કરતા. બુદ્ધિમાન અને અસકાની હોઈ ખરા દેશહિતેચ્છુને છાજતી હિંમતથી તેમણે સંસારસુધારાનો પક્ષ લીધો હતો. તે વેળા પરદેશગમન-ઇંગ્લાંડ જવાની હિંમત આ તરફના હિંદુઓએ કરી નહોતી. સ્વ. રા. સા. મહીપતરામે જ્યારે પહેલવહેલી શેકમનના સામા થવાની હામ બીડી

ત્યારે એમની જ્ઞાતિએ એમનો બહિષ્કાર કર્યો. તે સમયમાં જ્ઞાતિનો બહિષ્કાર એટલે સર્વ રીતે હાડમારી ભોગવવાની હતી. ઇંગ્લાંડ જઇ આવેલા માટે તેમને ત્યાં કોઇ નોકર રહે નહીં, કોઇ ઘર રહેવા આપે નહીં, સગા સંબંધીઓ તેમનો ત્યાગ કરે, અને છોકરાનો લગ્નસંબંધ થાય નહીં. આવી મુશ્કેલીઓ જ્ઞાતિથી બહિષ્કાર પામનારને હતી, તે ર. સા. મહીપતરામને પડતી. તે જોવા છતાં તેમની ખાતર અથવા પોતાના સિદ્ધાંતની ખાતર એ સર્વ જોખમ ખેડવા ભોળાનાથ પોતે તૈયાર થયા અને ર. સા. મહીપતરામ સાથે કેટલાક મિત્રોને લઈ ભોજન કરી જ્ઞાતિ બહાર રહ્યા. એ ઝઘડો સુરતમાં તેમજ અમદાવાદમાં ઘણાં વર્ષ રહ્યો અને ઘણી અગવડોના ભોગે તથા સ્નેહી સગાંઓના મન દુખવીને પણ પોતાના મતનું અવલંબન તેમણે છોડ્યું નહીં. એ અને સંસારસુધારાના બીજા વિષયોમાં તેમને તેમના કુટુંબનો અને વિશેષે કરી તેમના મરકાની જ્યેષ્ઠ પુત્રી સ્વ. સૌ. [illegible] બહેનનો ઘણો ટેકો હતો.

સંસારસુધારાના સર્વ પ્રશ્નો તરફ તેમની પરિપૂર્ણ સહાનુભૂતિ હતી, બલ્કે સર્વ માટે તે અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરતા. બાળલગ્નની અનિષ્ટતા સ્વીકારી પોતાના કુટુંબમાં લગ્નની ઉમર ધીમેધીમે વધારી હતી. સ્ત્રીકેળવણી આવશ્યક છે એમ માની પોતાના કુટુંબની કન્યાઓ તેમજ વધૂઓને શિક્ષણ આપવાનો આરંભ કર્યો હતો. ગણિકાના નાચ જોવા પોતે જતા નહીં. વિધવાઓની દશા સુધારવી જોઇએ અને જેઓ ખુશી હોય તેમને પુનર્લગ્નની છૂટ હોવી જોઇએ એમ તેઓ આગ્રહપૂર્વક માનતા.

સાહિત્યક્ષેત્રમાં પણ ર. બા. ભોળાનાથનું સ્થાન ઘણું ઊંચું છે. ગુજરાતી ભાષાના ભક્તકવિ તરીકે તેમની ખ્યાતિ જેવીતેવી નથી. પ્રાર્થનામાળા, અભંગમાળા, [illegible] અને બીજા નાના ગ્રંથો તેમણે રચ્યા છે. તેમનાં કાવ્યોનો મેર અંગ તે કાવ્યોની સરળતા,

ઋજુતા અને માર્દવ છે પ્રાર્થનામાળા તે માત્ર ભજનસંગ્રહ નથી, તે ઉપરાંત તેમા ધર્મા ॥ ગૂઢ ર સ્યોનુ, તત્ત્વચિંતનના મહાન સિદ્ધાંતોનુ કવિત્વ દૃષ્ટિએ નિરીક્ષણ થઈ સામાન્ય બુદ્ધિને સમજાય એવા સ્વરૂપમા મુકાયેલુ છે આ કવિ ી નૈસર્ગિક પ્રતિભાન જ પરિણામ છે તેમના કાવ્યો ભક્તિરસથી ભરપૂર છે અ ે તે મર્મજનારના આત્માને તે રસમા તલ્લીન કરવા સમર્થ છે એમ જણાયા વિના રહેતું નથી

ઉપર દર્શા યા પ્રમાણે ધાર્મિક સુધારણાના તથા સાસાંિક સુધાર ણાના અગ્રેસર હોવા ઉપરાંત રા બા ભોળાનાથ સાક્ષર તરીકે પણ નામ ।। પામી ગયા છે તેમની રહેણીકરણી અત્યત સાદી હતી કોઇ જાતની મોટાઇ કે ડોળ તેઓ પસદ કરતા નહિ તેમનુ હ‍ૃદય કોમળ અને વાત્સલ્યપૂર્ણ હતું અ ે બાળકો તેમજ મોટા તરફ પ્રેમવૃત્તિ ધારણ કરતુ તેમનો અતિથિસત્કાર સુપ્રસિદ્ધ હતો તેમની જિજ્ઞાસા ઘણી જ સતેજ હોવાથી મુસાફરીનો ઘણો શોખ તેમને હતો તેમની મુખમુદ્રા ગભીર અને ભવ્ય હતી તેમનો પ્રતાપ અ ે ઓજસ એવા હતા ક તેમના સમાગમમા આવેલા મનુષ્ય પર તેથી કાયમની છાપ પડતી જે કાળમા શિક્ષણના દ્વાર હાલના જેટલા ખુલ્લા નહોતા તેવા વખતમા શ્રીમત પિતાને ત્યા જન્મ થવા છતા તેમણે પ્રાપ્ત કરેલું ભાષાજ્ઞાન અને તે દ્વાન થયેલા બુદ્ધિનો આટલી હદ સુધીનો વિકાસ એ સ્વાભાવિક શક્તિ તેમજ ખત અને ઉત્સાહનુ પરિણામ હોવું જોઇએ ઉદ્યોગી સ્વભાવ હોવાથી નવરા બેસી રહેવુ તેઓ પસદ કરતા નહિ પ્રાત કાળે ચાર વાગે ઊઠી કામ કરવાનો પ્રારભ કરતા અને એમ ઉદ્યમપરાયણ રહેવાની ટેવ છેક સુધી ટકાવી રાખી હતી એમની નિયમિત કાર્યપદ્ધતિ અનુકરણ કરવા યોગ્ય હતી તેમનુ જીવન ધોધાટવાળુ ન હતું, તથાપિ ગુજરાતમા જે સગી । કાર્યોના બીજ તેમણ નાખ્યા છ તેના શુભ પરિણામોનુ ઘણી રીતે દર્શ । થાય છે

રા બા ભોળાનાથનુ આ જીવન ઈ સ ૧૮૮૬ના મે માસમા

સમાપ્ત થયુ તેમને પાચ પુત્ર અને બે પુત્રીઓ હતી તેમાના બે મોટા પુત્રો તેમના છતા મૃત્યુવશ થયા હતા ત્રીજા પુત્ર ભીમરાવ ભોળા નાથ ભાઈના અવસાન પછી પાચ વર્ષ પછી મૃત્યુ પામ્યા ગુજરાતી ભાષામા કેટલાક નાટકો કાવ્યો તેમણે લખેલા છે તેમના ચોથા પુત્ર રા રા નરસિંહરાવ અંગ્રેજ સરકારની નોકરીમા આસિસ્ટંટ કલેક્ટરના હોદ્દા પર હતા અને હાલમા પેન્શન પર છે ગુજરાતી ભાષાના વાચનાર ને રા. રા નરસિંહરાવનું ઓળખાણ આપવાની જરૂર નથી ગુજરાતી ભાષામા અર્વાચીન કવિ તરીકે તેઓ મશહુર છે તેમના સૌથી નાના પુત્ર રા. રા કૃષ્ણરાવ બૅરિસ્ટર છે અને રા બા ભોળાનાથના જીવનચરિત્ર સિવાય બીજા કેટલાક ગ્રથોના કુશળ લેખક તરીકે ગુર્જર પ્રજામા જાણીતા છે

આ લેખમા જે જે ગુણો રા બા ભોળાનાથમા ગણાવ્યા છે તે જીવનચરિત્ર લખવા માટે મોટુ રૂપ આપી દર્શાવ્યા નથી એ સર્વ સદ્‌ગુણ તેમનામા હતા એ વાત તેમના સબધમા આવેલા સર્વ કોઈને વિદિત છે તેમનુ જીવન એવુ શુદ્ધ, પવિત્ર, સીધા માર્ગવાળુ હતુ કે તેમના વિરુદ્ધ પક્ષના માણસો પણ તેમનામા દોષ જોઈ શકતા નહીં એમના જીવનસ્રોતને ગતિ આપનાર ધર્મનું પ્રબળ એટલું બધુ હતું કે તેમનો જીવનવ્યવહાર સર્વ ઈશ્વરને માટે હતો ઈશ્વરપરાયણતા એ એમના જીવનનુ સ્વરૂપ હતું ધર્મ માત્ર બુદ્ધિથી સમજાયો હતો એમ નહીં, પરંતુ જીવનમા તે ધર્મ તેમણે ઉતાર્યો હતો ધર્મમય અથવા ભક્તિમય જીવન ગાળવા તેઓ સમર્થ થયા હતા એવા સાધુ પુરુષ વિરલ છે

રા બા ભોળાનાથ અગ્રેસર સમાજસુધારક હતા અને તે તરફની એમની પ્રવૃત્તિના સુફળ તેમના કુટુબને, તેમની જ્ઞાતિને અને એકદરે ગુર્જર પ્રજાને મળ્યા છે, તથાપિ ધાર્મિક સુધારક તરીકે તેમનુ સ્થાન એથી પણ ઊચુ છે ગુજરાતમા સર્વત્ર વચાતી પ્રાર્થનામાળા સરખા ભક્તિરસપૂર્ણ અપૂર્વ ધર્મપુસ્તકો લખવા માટે ગુજરાત એ મહા પુરુષનુ

કાયમનુ ઋણી છે. હિંદુ જનસમાજમા અજ્ઞાનના પ્રસગથી સાંસારિક તથા ધાર્મિક અનીતિ થઈ હતી, તે જોઇ રા બા. ભોળાનાથ તથા તેમના સહગામીઓએ એ બને દિશામા પ્રયાસ કરવા માડયા હતા. એ બને સુધારણાના માર્ગમા વિઘ્નરૂપ લોકોનુ અજ્ઞાન અને ખોટી ગર્વવૃત્તિ છે આપણી કેવી સ્થિતિ છે અને કેવી હોવી જોઈએ એનુ જ્ઞાન નહીં હોવાથી કેટલેક દરજ્જે લોકસમૂહ સુધારા તરફ વળતો નથી. ઈશ્વરકૃપાથી જો એ અજ્ઞાન દૂર કરી પ્રકાશ પાડનાર કોઇ દેશહિતેચ્છુ પેદા થાય તો આપણુ તે ખોટું હોય જ નહીં. પરાપૂર્વથી ચાલતી આવેલી સર્વ સસ્થાઓ માનનીય છે એવી ખોટી ગર્વવૃત્તિ લોકસમૂહને ખરે માર્ગે જતા અટકાવે છે, એટલુ જ નહીં, પણ એ સસ્થાઓ સર્વે ન્યાયપુરસ્સર છે એમ મારી મચડીને ઠરાવવા પ્રયત્ન થાય છે. અલબત્ત, પ્રાચીન સસ્થાઓને ઘટે ત્યા માન આપવુ જોઇએ, પણ તેમા સમયોચિત ફેરફાર ન કરવો એ દુરાગ્રહ છે. ભોળાનાથ તથા તેમના મિત્રોએ ગુજરાતમા ધર્મ તથા સમારસુધારાનો આરભ કર્યો તેને આજ લગભગ અડધી સદી થઇ છે અને એ પ્રયાસ કેટલે દરજ્જે સફળ થયા છે તેનુ કાઇક માપ થઇ શકે એટલો કાળ વીત્યો છે. સસારસુધારાનો પ્રવાહ તેના પ્રવર્તકો ઇચ્છે તેટલો આગળ નથી વધ્યો એ સત્ય છે, તથાપિ સામાન્ય લોકમત એ વિષયમા ઘણો કેળવાયો છે એમા કાઇ સશય નથી. બાળલગ્નની અનિષ્ટતા, સ્ત્રી શિક્ષણની અગત્ય, પરદેશગમનની છૂટ, જ્ઞાતિબધન શિથિલ કરવાની આવશ્યકતા અને વિધવાઓની સ્થિતિ સુધારવાના પ્રયાસની જરૂર, એ વગેરે બાબતો માટે યોગ્ય વિચાર ધરાવનાર કેળવાયેલા વર્ગનો મોટો ભાગ છે એ સર્વવિદિત છે એ વિચાર પ્રમાણે વર્તન કરનાર ઓછા છે એ ખરુ છે, પણ સસારસુધારાની આવશ્યકતા માનનાર વર્ગ મોટો થયો છે આદ્ય સુધારકોના પ્રયત્ન અને ઉદાર શિક્ષણ એ બનેનુ એ શુભ ફળ છે ધાર્મિક સુધારણા એટલી ફળીભૂત થઇ નથી

તેના પણ ઉપર દર્શાવ્યાં તે બે કારણો છે ધર્મની બાબતમાં પોતાની માન્યતા તરફ પક્ષપાત અને વિશેષ ગર્વ હોય એ સ્વાભાવિક છે અને તેમા સુધારણા કરવાની નામરજી હોય એમા નવાઇ નથી તે ઉપરાંત બીજુ એક કારણ એ છે કે ધર્મની અવનતિના પરિણામ વ્યાવહારિક અવનતિના પરિણામ જેવા તરત જણાઇ આવે તે I નથી આપણા રીતરિવાજોની ખામીઓના દુ ખદાયક ફળ આપણે પ્રત્યક્ષ ભોગવીએ છીએ, સ્પષ્ટ રીતે અનુભવીએ છીએ, ધર્મ એ એવી બાબત નથી. ધર્મની દુર્દશાથી થતા પરિણામ તત્કાલ નજરે પડે તેવા હોતા નથી, આ કારણથી લોકોનું લક્ષ જોઇએ તેટલુ ધાર્મિક સુધારણા તરફ વળ્યુ નથી તે સિવાય ગુજરાત માટે એક કારણ એ પણ કહી શકાય કે ૨૦ રા ભો ભોળાનાથે આરંભેલુ ધાર્મિક સુધારણાનુ કાર્ય ઉપાડી લેનાર તેમના સરખા ખરેખરા પરમેશ્વરના માણસ જેને કહીએ તેવા ઇશ્વરપરાયણ, ભક્તિમય જીવન ગાળનાર, પ્રભુને અંત કરણમા ધારણ કરનાર તેની સાથે સતત યોગ કરનાર, ब्रह्म सत्य जगन्मिथ्या નો યથાવસ્થિત અર્થ સમજનાર, પ્રભુના સાચા ઉત્સાહી ભક્ત બીજા કોઈ થયા નથી

શ્રીભક્ત ઈ સ ૧૯૧૩, પૃ ૪૫૨-૫૭]

## રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

: ૧ :

અમદાવાદ શહેર કેટલુ આગળ વધતુ જાય છે તે ૬૨ વર્ષ પાછળ નજર કરવાથી જણાશે રા નરસિંહરાવનો જન્મ આજથી પોણોસો વર્ષ ઉપર અમદાવાદના સુપ્રસિદ્ધ સરદાર ના ભો ભોળાનાથ સારાભાઇને ત્યા થયેલો તેમના પાચે ભાઇઓમા તેઓ કોલેજની

કેળવણીમા આગળ વધી ગયા. એ જમાનામાં ગ્રેજ્યુએટ એટલે કોઇ અસાધારણ વ્યક્તિ એવુ ગણાતુ મુબઇમા જ એ અભ્યાસનુ સાધન. એ કારણથી ત્યા રહીને ભણી શકે તે જ એ પદવી મેળવના શક્તિમાન થાય અમદાવાદમા નામાકિત કુટુંબો ગણ્યાગાઠ્યા— આગળીને વેઢે પણ પૂરા ન ગણાય–તેટલા માત્ર હતા. ભોળાનાથભાઇનુ કુટુંબ તેમાનુ એક હતુ શહેરમા ગાડી ઘોડા જેને ઘેર હોય એના દસ બાર ઘર હશે તે પણ ઘણે ભાગે બગદની ભોળાનાથભાઇ પિતાના એકના એક પુત્ર હોવા છતા અભ્યાસ કરી મુનસફની પદવીએ પહોંચેલા એટલે પોતાના પુત્રને ઉચ્ચ શિક્ષણ આપવા સહજ પ્રેરાય. તથાપિ બહારગામ ભણવા મોકલવામા વડીલોનો ખાસ આગ્રહ હોય તો જ બની શકે. તેમને ઘેર તે સમયના પ્રમાણમા સપત્તિની રેલછેલ હતી. બે ગામનો ગરાસ, સારુ પેન્શન, ગાડીઘોડા વગેરેને લીધે એ કુટુબની જાહોજલાલી ઘણી હતી. કુટુબની પ્રતિષ્ઠા પણ અતિશય હતી પરતુ નરસિંહરાવ (જેમને બધા નનુભાઈના નામથી જ ઓળખે છે) બુદ્ધિશાળી અને આગળ વધે એવા હોવાથી તેઓ મુબાઇ અભ્યાસ કરવા ગયા સસ્કૃત અને ગણિતશાસ્ત્ર પર તેમનો સારામા સારો કાબૂ હતો તે વખતે યુનિવર્સિટીમા ડિગ્રી માટે ત્રણ વર્ષ હતા અને દોઢ વર્ષને આતરે બે પરીક્ષા આપવાની હતી એફ ઈ એ એટલે ફર્સ્ટ એકઝામિનેશન ઇન આર્ટ્સ–મા ગણિત એ ફરજિયાત હતું અને બી.એ મા પણ અભ્યાસક્રમ ભારે હતો, તથાપિ ગણિતશાસ્ત્ર મરજિયાત લેનાર કરતા પણ નરસિંહરાવના માર્ક ઘણા વધારે આવેલા એમ સાભળેલુ યાદ છે સસ્કૃત ભાષાના પ્રખર અભ્યાસી હોઇ ભાઉ દાજી સસ્કૃત ઇનામ બી એ મા તેમણે મેળવેલું આ ઇનામ દર વર્ષે દક્ષિણી વિદ્યાર્થી જીતી જતા અને આ પહેલી જ વાર કોઇ ગુજરાતી વિદ્યાર્થીએ તે પ્રાપ્ત કર્યું રૂ૦ સર ભાડારકરના તે પટ્ટશિષ્ય અને એ ગુરુ શિષ્ય વચ્ચેનો માનભર્યો સંબધ છેક ડૉક્ટર ભાડારકરના જીવનના અત સુધી રહ્યો

હતો નરસિંહરાવનું યુનિવર્સિટીનું જીવન આ રીતે યશસ્વી નીવડ્યું હતું

આ અરસામાં આઈ સી એસ સરકારી અમલદારો ની સાથે જ અમુક સંખ્યામાં સ્થાનિક સુશિક્ષિત અને ખાનદાન કુટુંબના જુવાનોને એ નોકરીમાં લેવાનો ઠરાવ થયેલો હતો નરસિંહરાવે તેમાં ઉમેદવારી કરી અને તેમની વરણી પણ થઈ એમની કેળવણી ખાનદાન કુટુંબ ઇમાનદારી, ભોળાનાથભાઇનું સરકારમાં માન એ સમસ્ત તેમને એ જગા મેળવવામાં સહાયક થયું આઈ સી એસ ની મોટી નોકરીની નિમણુક એ જમાનામાં બહુ જ અવનવો બનાવ હતો ભોળાનાથભાઇના સર્વ મિત્રો અને હિતચ્છુઓએ તેમને અભિનન્દન આપ્યા ગો સ્વ રા બા રણછોડલાલ છોટાલાલે મોટી મિજબાની કરી આ પ્રસંગનું મહત્ત્વ પ્રદર્શિત કર્યું હતું સને ૧૮૮૪ની સાલમાં આ નિમણુક થઇ હશે કુટુંબીજનોમાં આનન્દનો પાર નહોતો અને નરસિંહરાવનું ગૌરવ આ બનાવથી કુટુંબમાં સગ સ્નેહીઓમાં તેમજ મિત્રમંડળમાં અનેકગણું વધી ગયું આ બનાવ મને બરોબર યાદ છે અમદાવાદમાં ટેલિફોન એ જ વખતે દાખલ થયો હતો અને રા બા રણછોડલાલને શાહપુરને નાકેથી મિજબાનીને દિવસે મિત્રમાં વાત કરવાનો અજાયબી ભરેલો અનુભવ તે જ પ્રસંગે મળ્યો એમ સ્પષ્ટ સાંભરે છે અને મિજબાનીનો પ્રસંગ પણ આ નવીન નવાઇથી જ સ્મૃતિ પર રહેલો છે

તેમની નોકરી પ્રથમ ખેડા જિલ્લામાં હતી નરસિંહરાવ મારા મામા થાય એ વાત તો મને લાગે છે કે સુવિદિત છે ખેડા જિલ્લામાં આસિસ્ટંટ કલેકટર નિમાયા ત્યાં મારા માતુશ્રી સાથે અમે બાળકો પણ ગયેલા અને થોડાના ટપાગા ડિસ્ટ્રિક્ટ ફરવાનો અને ગામડાંના અમલદારીનો પ્રસંગ મેળવ્યો તંબુમાં રહેવાનું હતું એ પણ પહેલવહેલું જ અનુભવ્યું આ નોકરીને અંગે અમે બધા પણ કાંઇક ઊંચી પદવીએ આવ્યા હોઇએ એમ અમારા બાળ-મનને ભાસતું તાત્પર્ય એ

કે સનંદી નોકરી મેળવવી એ અસામાન્ય બનાવ તે સમયમાં લેખાયેલો.

ત્યાર પછી નરસિંહરાવની બદલી શોલાપુર થઇ. મહર્ષિ દેવેન્દ્રનાથના પુત્ર એટલે ડૉ રવીન્દ્રનાથ ટાગોરના મોટાભાઇ સત્યેન્દ્રનાથ ટાગોર શોલાપુરના ડિસ્ટ્રિક્ટ જડ્જ હતા, ત્યારે ભોળાનાથભાઇને તેમની સાથે પુષ્કળ ઘરવટ હતી. તે સંબંધ નરસિંહરાવના કુટુંબ સાથે દઢતર થયો. એ કુટુંબના સમાગમે અમદાવાદમાં ભોળાનાથના કુટુંબની ધર્મભાવના તથા રહેણીને જે વેગ મળેલો તેમાં આ સંબંધથી ઉમેરો થયો. નરસિંહરાવ અને તેમના નાના ભાઇ કૃષ્ણરાવ વગેરે જે માથાની ટોપી બંગાળી 'મોરાશો' પહેરતા તે સત્યેન્દ્રનાથ ટાગોરનો પહેરવેશ હતો. એ ટોપી શોલાપુરમાં જ બનાવાતી અને અમે પણ અગાઉ ઉપર એવી ટોપીઓ ત્યાથી જ બનાવી મંગાવતાં. ભોળાનાથભાઈના સામાજિક સુધારણાના અભિપ્રાયોને ટેકો આપવાનું તેમના ત્રીજા પુત્ર સદ્ગત ભીમરાવથી શરૂ થયેલું, પણ કુટુંબવધૂઓને સર્વ પ્રકારની છૂટ અને તેમના પ્રત્યેનુ માન નરસિંહરાવે વિશેષ વધારી દીધુ. મોટાં ત્રણ પુત્ર-વધૂઓ જૂના વાતાવરણમાં ઊછરેલા અને નવા વિચારો પૂર્ણ અંશે અમલમાં મૂકવામાં કાંઇક સંકોચ પામતા, જો કે તેઓએ પણ જૂની પ્રથાઓ ફેરવવામાં પ્રસંગે પ્રસંગે સહાનુભૂતિ આપેલી. ભીમરાવનાં એક પુત્રી બહેન સત્યવતીને ભાવનગરમાં દીવાન શામળદાસના પુત્ર લલ્લુભાઈ વેરે પરણાવ્યાં ત્યારે જ્ઞાતિમાં હોહાટ થઈ રહેલો. તે પહેલાં અમદાવાદની વડનગરા નાગર જ્ઞાતિમાંથી કોઈ કન્યા બહાર ગઈ નહોતી. સત્યવતી અસાધારણ બુદ્ધિશાળી, દેખાવડાં, અને પોતાના સૌજન્ય વડે આખા કુટુંબનાં માનીતાં હતાં. તેમનો વિવાહસંબંધ અમદાવાદમાં કરેલો, પણ એ વર બહેન કરતાં દરેક રીતે ઊતરતી કોટિનો હોઈ કોઈને આ ગમતું નહોતું. રા. રા. કનૈયાલાલ ગિરધરલાલ હ્યુ અહીંની ટ્રેનિંગ કૉલેજમા પ્રથમ હતા અને પછીથી ભાવનગરમાં કેળવણી ખાતામાં નિમાયા હતા, તેઓ ભોળાનાથના

કુટુંબના નિકટના સંબંધી એટલે તેમણે લલ્લુભાઈ સાથે સત્યવતીનું લગ્ન કરવા સૂચના કરી શામળભાઈના કુટુંબ જોડે પોતાની ઓળખાણ વડે વિશ્વાસ ઉત્પન્ન કર્યો આ સંબંધ જોડવાથી ભોળાનાથને જ્ઞાતિજનો તરફથી તિરસ્કાર વેઠવો પડેલો સત્યવતી બહેનના માતુશ્રી તે રા. રા. બાપુભાઈ દયાશંકરના પુત્રી બાપુભાઈ સાહેબે ઘણાં વર્ષ કાઠિયાવાડમાં ઊંચી નોકરી કરેલી એ કુટુંબ પણ પ્રતિષ્ઠિત એટલે બાપુભાઈને પણ લાગ્યું કે આ સંબંધ બાંધવાથી તેમના ગૌરવને હાનિ પહોંચે એવું થયું છે પિતાનો આવો મત છતાં ભીમરાવના પત્નીએ હિંમતભેર આ લગ્ન ખુશીથી કર્યું આ પ્રસંગે ભોળાનાથને ઘેર બાવા ખૂટ્યું છે, મોટી રકમો લઈ સંબંધ કર્યો છે, નાતના ચાલતા આવેલા રિવાજો પર પાણી ફેરવાય છે, એમના છોકરાઓને કોણ કન્યા દેશે, વગેરે વગેરે જે કહેવાયું તે બધાએ કર્યું આ લગ્ન સંબંધથી જે સુસંસ્કારી વ્યક્તિઓ જન્મી તે આ બંને સંસ્કારી કુટુંબોના જોડાણની યથાયોગ્યતાનો દેખીતો પુરાવો છે આ સર્વમાં સ્વ. બહેન સુમતિનું સ્થાન ગુજરાતમાં અજોડ છે આ કાંઈક આડા ઊતરી જવાયું છે, પરંતુ તે જમાનામાં હાલ નજીવી ગણાતી બાબતોને કેટલું મહત્ત્વ અપાતું અને કુટુંબીજનોની મદદ વગર આવાં પગલાં ભરવાં કેવાં મુશ્કેલ હતાં તેનું આથી દિગ્દર્શન માત્ર થઈ શકશે નરસિંહરાવ તથા તેમના પત્ની અને તેમની સાથે ઘણો વખત નોકરીને સ્થળે સાથે રહેનાર તેમના બંધુ કૃષ્ણરાવ અને તેમના પત્નીએ સમાજ-સુધારણાના આચારને નિઃશંક અમલમાં મૂક્યા પિતાના આગળ પડતા વિચાર બહારગામમાં આગળ પડતા વિચાર ધરાવનારના સહવાસ વડે નરસિંહરાવના હસ્તે વધારે પુષ્ટિ પામ્યા જ્ઞાતિમાં સીમન્તાદિના રિવાજ હતા તે બંધ કરવાની શરૂઆત આ બે ભાઈઓએ જ કરવામાં આગળ પડતો ભાગ લીધો સમાજસુધારણાના સર્વ કાર્યોમાં નરસિંહરાવના મોટાં બહેન સ્વ. ઝુબાનો મગજ ટેકો, આગ્રહ અને હિંમત હતાં

અમદાવાદના વડનગરા નાગરોમાંથી કોઈ ઇગ્લાંડ ગયું નહોતું રા. સા. મહીપતરામ ઇગ્લાંડ ગયા ત્યારે તેમની સાથે રહી તેમને ઘણી સહાયતા ભોળાનાથે કરેલી. તેમને માટે બાર વર્ષ સુધી પોતે જ્ઞાતિ બહાર રહેલા, પરંતુ ત્યાર પછી ત્યાં જવાની હિંમત કોઈએ કરેલી નહિ. નરસિંહરાવના નાના ભાઈ કૃષ્ણરાવે એ પહેલ કરી અને તેમાં તેમને નરસિંહરાવ ભાઈની પૂરી ઓથ હતી. ગઢેલ જીથુભા સમત હતા. પાછા આવી કૃષ્ણરાવને પણ જ્ઞાતિજનોએ સનાતનમાં ગાઢી ન રાખી. વર્ષો સુધી તેમનો બહિષ્કાર કર્યો. નરસિંહરાવે તેમને ખૂબ ટેકો આપ્યો. આ બે બંધુઓ વચ્ચેનો પ્રેમસંબંધ અસાધારણ હતો. દરેક બાબતમાં એકમત, કોઈ સંબંધે મતભેદ નહિ. આને ભાઈઓ જ નહિ પણ પરમ મિત્રો જેવો તેમનો વર્તન હતો. એ ભાવ નરસિંહરાવે પોતાના પુસ્તક 'હૃદયવીણા'માં વ્યક્ત કરેલો જણાશે.

રા. નરસિંહરાવ સત્ય માટે અત્યંત પક્ષપાત ધરાવનાર, ન્યાયને બહુ જ મહત્ત્વ આપનાર અને કાંઈક કડકાઈવાળા છે એમ અમને નાનપણથી લાગતું. તેમને માટે આખા કુટુંબને ભારે માન હતું. તેમનો પ્રભાવ-awe-પણ જબરો પડતો. તેમની મોટી પદવી અને અચનાયમાન, સ્વ-મતાવલંબી. એને લઈને કેટલેક અંશે એ હતું. દૂર દેશ નોકરી પર રહે એટલે ગામમાં આવે ત્યારે સગાં, સ્નેહીઓ, મિત્રો, ઓળખીતાઓ વગેરેની સવારથી સાંજ સુધી હાર જામતી. ચાળીસ પચાસ માણસના એ કુટુંબના તે વખતના માણસોમાંથી ગણતરી જ અત્યારે હયાત છે. તેમના ભાઈ બહેનો, ભોજાઈઓ, ભત્રીજા ભત્રીજીઓ, તેમની છોકરીઓ, વહુઓ-નાના જુવાન અને વૃદ્ધ ઘણા મૃત્યુ પામ્યા છે; અરે એટલું જ નહિ, પરંતુ નરસિંહરાવના પોતાના બીજી વારના લગ્નના સંતાનો ત્રણે ભરજુવાનીમાં તેમને છોડી ઈશ્વરના ધામે ગયા છે. તાજેતરમાં તેમનો એકનો એક દૌહિત્ર પણ વીસ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયો છે. 'ઈશ્વરપ્રાર્થનામાળા'ના

છેલ્લા અંકોમાં રા. નરસિંહરાવનાં રચેલાં સ્તોત્રો, પદો અને ગદ્ય પ્રાર્થનાઓ છે તે વાંચનારને એમ થાય છે કે આ ઉદ્ગારોમાં તેમના પર દુઃખનાં વાદળ આવવાના ને એવી ભવિષ્યની જાણે આગાહી ન હોય ! પરજીવન વિશેની અચળ શ્રદ્ધા એમને આ સાધારણ માણસને વિહ્વળ બનાવે તેવા પ્રસંગોમાં ટકાવી રાખે છે એમ લાગ્યા વગર રહેતું નથી; બાકી બીજા માણસનું ગજું આવી દુઃખપરંપરા ખમવાનું નથી.

રા. નરસિંહરાવ તથા રા. કૃષ્ણરાવ મારા મામાઓ થાય તે ઉપરાંત ભોળાનાથભાઈના અને મહીપતરામભાઈના મિત્રસંબંધને પરિણામે તેમના પુત્રો વચ્ચે જે મૈત્રી બંધાઈ હતી તે વધારે સુદૃઢ થઈ હતી. મહીપતરામને ત્યાં મારો લગ્નસંબંધ જોડવા નરસિંહરાવ અને કૃષ્ણરાવ બન્નેનો હાથ હતો. એ બંનેને રા. સા. મહીપતરામ અને એમના ત્રણે પુત્રો સાથે વત્તોઓછો પરિચય હતો, પણ મોટા બંને ભાઈઓ સાથે તે કાયમ ચાલુ ન રહ્યો. મારાં માતુશ્રીને સમજાવીને બંને મામાએ મારો સંબંધ મહીપતરામને ત્યાં કરાવ્યો. જો કે વડીલ કુટુંબીજનો પ્રત્યે શિષ્ટાચારની આવશ્યકતા નથી રહેતી છતાં આ તકે તેમનું મારા પર ચડેલું ઋણ પ્રદર્શિત ન કરું તો કૃતઘ્ની કહેવાઉં, કારણ કે અમારા કુટુંબમાં બીજી પણ અવિવાહિત છોકરીઓ હતી. આ પછીથી નરસિંહરાવની મિત્રતા વધારે ગાઢ થઈ.

સને ૧૮૮૬માં રા. બા. ભોળાનાથભાઈ દેવલોક પામ્યા. તે જ વર્ષની દિવાળી ઉપર નરસિંહરાવે પોતાનાં બાંધુઓને નવા વર્ષના અભિનંદનનું કાવ્ય લખી મોકલ્યું. પ્રભાવશાળી, પ્રશાન્ત, કુટુંબવત્સલ, અમદાવાદના એક દાદેમ સરખા મુરબ્બીના અવસાનના માતોથી રંગાયેલાં નાનાંમોટાં સર્વનાં મન હતાં તે પ્રસંગે લખાઈ આવેલી આ તોટકની કડીઓ 'અભિનંદન આજ દઉં તમને' વગેરે મારા બાળ હૃદયને હચમચાવી મૂકવા સમર્થ થઈ હતી. વાચનમાળાની

કવિતાઓ(¹)નું જ તે અગાઉ દર્શન થયેલું એટલે આ મનોરંજક પ્રકાર તો જે સચોટ અસર થઇ તે હજી વીસરાય તેમ નથી ત્યાર પછી નરસિંહરાવ—એટલે ૧૮૯૦ પછીની વાત કરું છું–પોતાનું દરેક દરેક કાવ્ય લખીને અમારે ત્યાં વાચવા મોકલે અને તેના ગુણદોષ પોતે પત્રમાં સમજાવે અને સામા પાસેથી વિવરણ માગે છન્દ શુદ્ધ ન હોય તેની સંગીતક્ષમતા મારી પાસે કરાવતા ગાયકવાડી નરસિંહરાવ તરફથી કરવામાં આવતી આ રીતે પોતાની કવિતા ઉપરાન્ત, 'જ્ઞાનસુધા'ના લખાણો, બીજા સાહિત્યને લગતા લખાણોની ચાનું ચર્ચા પત્ર દ્વારા થતી અને અસંખ્ય કાગળો આ બાબતના લખાતા નરસિંહરાવ પાસે તો એ સર્વનો સંગ્રહ પણ હશે અને પોતાના કાગળોની કદાપિ નકલો પણ હશે, કારણ કે આવી બાબતોમાં તે બહુ જ ચીવટ-સ્વભાવના અને કાળજીવાળા છે ભદ્રંભદ્ર સંબંધી પણ અનેક પત્રો હશે અને નરસિંહરાવે પોતે પોતાની નમ્ર ટીકાઓ સાથે Interleave કરાવી (કોરા પાના અંદર બંધાવી) રાખી હતી એમ જાણવામાં છે આ રીતે એક મુરબ્બી અને મિત્ર તરીકે તેમણે જે સંબંધ રાખ્યો છે તે ભુલાય તેમ નથી

આ વર્ષો દરમ્યાન લાંબી રજાઓ લઇને જ્યારે નરસિંહરાવ અમદાવાદમાં આવતા ત્યારે રોજના મળ્યાહળ્યાના પ્રસંગોએ આ મિત્રતાને વિશેષ ગાઢ સ્વરૂપ આપ્યું પાછળથી નરસિંહરાવનું અમદાવાદમાં આવવાનું ઓછું થઇ ગયું તેઓ નિવૃત્ત થઇ મુંબાઇ નિવાસ કરવા લાગ્યા અને સાથે સાથે મુંબઇ જવાના અમારે પ્રસંગો વધવા લાગ્યા એટલે આ સંબંધ જારી રહ્યો નનુભાઇ અમદાવાદ આવશે અને અહીંની સાહિત્યપ્રવૃત્તિઓની આગેવાની લેશે એમ અમે ધારણા રાખેલી પરંતુ મને લાગે છે કે એકંદરે મુંબાઇ રહેવાનો તેમનો નિર્ણય વાજબી જ હતો અમદાવાદનું ક્ષેત્ર મર્યાદિત છે અને મુંબાઇ જેવા વિશાળ, વિવિધ પ્રવૃત્તિવાળા સ્થાનમાં તેમણે જે સ્થાન

પ્રાપ્ત કર્યું છે તે જોતા આ યથાયોગ્ય થયુ છે તેમની વિદ્વત્તા, અભ્યાસ નો શોખ અને સાહિત્યકારોમા રહેતી પ્રતિભા જોઇ નાના મોટાનો ભેદ ન રાખી સમદૃષ્ટિએ જોવાની વૃત્તિ વડે મુંબાઇવાસીઓમાથી અનેક શક્તિશાળી વ્યક્તિઓ તેમની પૂજક બની છે મનમા હોય તે કહી નાખવાની ટેવ વડે કેટલાકને તેઓ અપ્રિય વચનો પણ કહેતા હશે, છતા તમના ગુણાનુરાગીઓ ઘણા છે

મારો તેમની સાથે ત્રિગુણ સબંધ છે મામા, અમારા મિત્ર અને મારા માતુશ્રી પ્રત્યે તેમનો વિશેષ પક્ષપાત હતો એટલે બીજા ભત્રીજા ભાણેજ કરતા જુદી કક્ષા મારા બ્હેન અને નરસિંહરાવ વચ્ચે બે અઢી વરસનુ છેટુ એટલે સમવયસ્ક હોઇ નાનપણમા એક બીજા માટે તેમને ઘણી જ લાગણી હતી મારા બ્હેન નમ્ર પ્રકૃતિના, વિસ્તારી કુટુબના ભિન્ન ભિન્ન જનોનો સમૂહ, પોતાનો દોષ ન હોય તોપણ તેમ કહેવાની હિંમત નહિ એવા અનેક નાના નાના બનાવોમા નનુભાઈની મોટી ઓથ મારા બ્હેનને હતી મારા બ્હેન ઉપરની મમતાને લીધે મારા પિતા શ્રી ગોપીલાલ સાથે પણ નરસિંહરાવને પરમ મૈત્રી જામી હતી જેથી પૂરી છૂટથી વાતચીત, જવુ આવવુ વગેરે, વગર અંતરાયનો નિખાલસ સબંધ હતો

હજી યે પણ ખરુ કહી દેવાના સ્વભાવને લીધે તેમજ સાહિત્યમા ઝીણામા ઝીણી ખોટી વિગત તેઓ સહન કરી શકતા નથી અને ઝંડો લઈ યુદ્ધમા ઊતરે છે આવા યુદ્ધોમા તેમના શત્રુઓ પણ ઘણા બન્યા છે, પરતુ તેમના વિરોધીઓએ આ બાબતો ખરી રીતે અંગત ન ગણવી જોઇએ જેમની કૃતિઓ પર પ્રહાર હોય તેમણે પોતાની વ્યક્તિ માટે તે છે એમ માનવુ ન જોઇએ છતા મનુષ્યસ્વભાવ ઘણે ભાગે એ બેનો ભેદ પાડી શકતો નથી એકની એક વાત ગોળે વીંટીને કહેવાને બદલે નગ્ન સત્ય ઉચ્ચારવાની નીતિના નરસિંહરાવ પ્રવર્તક છે, એટલે કેટલીક વખત કાંઈક અંશે સૌજન્યનો લોપ થઈ જાય છે આ પરિ-

ણામ તેમનાથી અજાણ્યુ નથી અને તેમને પોતાની નીતિ માટે પક્ષપાત છે એટલે એ પરિણામની દરકાર કરતા નથી, તેથી જ આ ઈશારો ક્ષમ્ય ગણાશે.

અંતમાં એક વિનંતિ તેઓને કરીશ. તેમની પોતાની પાસે પુષ્કળ સામગ્રી છે, શક્તિ છે, અવકાશ છે અને જે જોઈએ તે સાધન છે, તો પોતાની આત્મકથા લખી ગુજરાતી જનતાને માટે વધારાનો વારસો તેઓ તૈયાર કરે. હવેના જમાનામાં વેગવાળી પ્રવૃત્તિઓ છે. મોટરોની દોડાદોડી જેવી ગતિવાળા જીવનમાં વિદ્વાનુ માત્ર અભ્યાસ ખાતર અધ્યયન કરે એવા થોડા જ માણસો નીકળવાના છે. નરસિંહરાવે પોતે કેટકેટલો અભ્યાસ કર્યો છે, કેટકેટલા વિચારોની આપલે કરી છે. ગુજરાતી ભાષા અને સાહિત્યમા તેમનો કેટલો ભારે ફાળો છે, તેનુ અંતર્દર્શન એમના પોતાના પત્રો વગેરેમાથી ઉતારા અને તેના સંગ્રહો જોડનાર તેમના હાથના લેખ વડે થઈ શકે તેમ છે. આ ભંડારમાથી બહારનાને જાણવા જેવુ બધુ જ પ્રસિદ્ધ થાય એ ખરેખર ઇષ્ટ છે. સામાજિક અને ધાર્મિક બાબતોના પણ અનેક પ્રસગો રજૂ કરી શકે તેમ છે ટૂંકામા એક ભરચક જીવનની તમામ બાજુઓનુ દર્શન કરાવી ગુજરાતમા એક સમૃદ્ધ ગ્રંથ તેઓ બહાર પાડે આ કાર્ય તેમના સિવાય કોઈથી બને તેવુ નથી. તેમની બાહોશ, સુશિક્ષિત, ચાર પુત્રોની ગરજ સારે તેવી પુત્રી બહેન લવંગિકા કમભાગ્યે હયાત નથી, નહિ તો માત્ર એ જ એ કામ કરી શકે તેવી હતી. પરતુ હવે તો નરસિંહરાવ જાતે જ પોતાના બાકીના આયુષ્યમા આટલુ કરે એ નમ્ર વિનતિ સાથે આ લેખ સમાપ્ત કરુ છુ.

બુદ્ધિપ્રકાશ: વર્ષ ૮૨મું; એપ્રિલ-જૂન, ઈ. સ. ૧૯૩૪; પૃ. ૧-૬]

: ૨ :

ગયા જમાનાની પ્રખર વ્યક્તિઓ પૈકી એક રા. નરસિંહરાવ ભોળાનાથના અવસાનથી ગુજરાતે એક અસામાન્ય વિદ્વાન ગુમાવ્યો છે એ નિઃસંશય છે. અમદાવાદના સુપ્રસિદ્ધ સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઈના એ ચોથા પુત્ર હતા. નાનપણથી જ તીવ્ર બુદ્ધિવાળા હોઈ કુટુંબમાં બહુ માન પામેલા હતા. મુંબાઈ એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરી બી.એ.ની ડિગ્રી તેમણે મેળવી હતી. તે વખતે બી.એ.-ની ડિગ્રી મેળવનાર બહુ ઓછા ગુજરાતીઓ હતા. તેનું મુખ્ય એક કારણ કે ગુજરાતમાં એ શિક્ષણ મેળવવાની કોલેજો નહોતી. રા. નરસિંહરાવ ગણિતના વિષયમાં બહુ ઉચ્ચ માર્ક મેળવી પાસ થયેલા. ગુજરાતીઓમાં યુનિવર્સિટીનો અભ્યાસ કરનારની સંખ્યા થોડી હતી, એટલું જ નહિ, પરંતુ સંસ્કૃત ભાષામાં ગુજરાતી વિદ્યાર્થીઓની ગણના ઊતરતી ગણાતી. બી એ.માં ભાઉ દાજી પ્રાઈઝ સંસ્કૃત ભાષામાં વધારેમાં વધારે માર્ક મેળવનારને આપવામા આવતું ને તેની સ્થાપનાથી પ્રતિવર્ષ દક્ષિણી વિદ્યાર્થી એ જીતી જતો. નરસિંહરાવે એ 'રેકર્ડ' તોડ્યો ને એ ઈનામ મેળવવા ભાગ્યશાળી થયા. ડો. રામકૃષ્ણ ભાંડારકર તેમના અધ્યાપક હતા અને નરસિંહરાવ એમના અતિ પ્રિય શિષ્ય હતા. જેટલી સંસ્કૃતમાં પ્રવીણતા તેટલું જ ગણિતશાસ્ત્રમાં તેમનું ઊંડું જ્ઞાન હતું. આ બંને વિષયોના અભ્યાસ અને તે પરની તેમની પ્રીતિ એ વડે જીવનમાં એક મહાન સદ્‌ગુણ તેમણે પ્રાપ્ત કર્યો—અને તે એ કે પ્રત્યેક નાનામાં નાની બાબતની ચોકસાઈ. એ ચોકસાઈ ઘણી વાર પ્રમાણ અને હદ ઓળંગી જતી સામા માણસને લાગતી, પણ એવા ચોકસ માણસો આપણને જવલ્લે જ મળે છે. એ ચોકસાઈની ચીવટમાં આળસ રાખવું પણ ન પરવડે એટલે લખી લેવું, નોંધી લેવું, જૂનાં પ્રમાણો શોધી કાઢવાં, શબ્દકોશો જોવા, તકરારી બાબત માટે તમામ મુદ્દાઓ મેળવવા વગેરે મહેનતને કરવાની ટેવ તેમને હતી. બીજો કંટાળીને મૂકી દે તે કામ

પાછળ પડીને પૂરુ કરે, આ એક સ્વભાવ થઈ પડયો અને ગોકમાઈ-ની ટેવ વધતેવધતે દરેક ઉપયોગી કાગળની પોતે જાતે નકલ કરી સામા માણસને લખે અર્થાત્ મહત્ત્વનો પત્રવ્યવહાર આ રીતે જ કરે. હાલ પણ તેમના સંગ્રહમા તેમણે લખેલા અનેક પત્રોની નકલો હશે

એ જ સ્વભાવની સાથે જેવુ તેવુ નહિ લઈ ચલાવવુ દરેક વસ્તુ સંપૂર્ણતાની હદ સુધી લઈ જવી, એ એમના કાર્યનું ખાસ લક્ષણ થઈ પડયુ કોઈ પણ વિષયનો ઉપર-ચોટિયો અભ્યાસ કરવો–ખપ પૂરતી જ તેની ચોપડીઓ વાચવી એમ નહિ પણ ઊડાણમા ઊડો અભ્યાસ કરવો અને પછી તેમા કેટલો લાભ તે ન જોવુ એ એમના અભ્યાસની પદ્ધતિ થઇ પડી. Slipshod–પદ્ધતિના તેઓ અત્યત વિરોધક હતા આજના જમાનામા આવા ઊંડા અભ્યાસીઓ ગણવા નિરર્થક છે દરેક જણ પોતાની જરૂરિયાત જેટલુ વાચી લે, જેનુ તત્કાળ ફળ ન મળે તેના અભ્યાસ તરફ દુર્લક્ષ કરે અને વાતચીત, ચર્ચાઓ, સભાચાતુરીમા ચાલે તેટલુ જ્ઞાન મેળવી લઈ આગળ વધે એવા ઘણા મળી આવશે ઊંડા અભ્યાસનો સાચો પ્રેમ રાખવો એ સહેલુ નથી શુષ્ક, પરિશ્રમવાળુ, પરિણામ પ્રમાણમા અલ્પ લાભનાર, કિંમતી વખતનો ભોગ લેનાર, વાચન મનન કરનારને Stoic યાને સખત મનોવૃત્તિ કેળવવી પડે છે અને તેવી મનોવૃત્તિ હોય ત્યારે જ Thorou ghness અર્થાત્ નિઃશેષતા પ્રત્યેક કાર્યમા આવે છે આ જાતની કાર્યપદ્ધતિ રા નરસિંહરાવે ખીલવી હતી એ એમની સાથે અભ્યાસી તરીકે આવનાર તમામના અનુભવમા આવ્યુ હશે

સત્ય તેમનો ખાસ ગુણ હતો અને કોઇ પણ ક્ષેત્રમા નાનામા નાની ખોટી બીના તેમને ઉશ્કેરી મૂકતી હકીકતમા તથ્યની ખામી હોય, ભાષાની ભૂલ હોય, વાણીના પ્રયોગમા જરા ફેરફાર હોય તો તે વસ્તુ તેમને અત્યત સાલતી વ્યાકરણના દોષો તેમને મન અક્ષમ્ય હતા યથા બાધતિ બાધતે એ ઉક્તિ કોઇએ જોડી કાઢેલી કે અતિશયોક્તિ

ભરેલી નહોતી એમ એમના સંપર્કમાં આવનારને લાગ્યા વગર નહિ રહ્યું હોય. આ સર્વની નીચે રહેલું એક જ પ્રકારનું માનસ–કાચું પાકું, જેવું તેવું, ખાતરી કર્યા વગરનું જેમતેમ ચલાવવું–જીવનના કોઈ પણ ક્ષેત્રમાં તે એમને મન અત્યંત અયુક્ત હતું. सत्यमेव जयति नहि ને जयते કેમ એટલો નાનો પ્રશ્ન કોઈ પૂછે તો અનેક થોથાં ઉથલાવી કલાકોના કલાકો તે પાછળ કાઢી એનો ખુલાસો મેળવે ત્યારે જ જંપે.

નવા જમાનાની દોડતી પ્રવૃત્તિઓ, જિંદગીની વધારે મહત્ત્વની જરૂરિયાતો તરફ વિશેષ લક્ષ આપવાનું વલણ: રાજકીય પરિવર્તનો સાથે તેમના સમગ્રાણ ઘડતરવાળા માનસને અનેક અથડામણ થતી, છતાં અનેક યુવકો તેમને સંપૂર્ણ આદર આપતા; તેમના ગુણપૂજકોની એક નાનકડી ફોજ તેમણે મુંબાઈમાં આવી વસ્યા પછી જમાવી છે. વિરોધી મત ધરાવનારના પણ ગુણ હોય ત્યાં સ્વીકારવાની ઉદારતા તેઓ ધરાવતા, એટલે યુવકવર્ગમાં પણ જ્યાં લાયકાત જુએ ત્યાં તેઓ આકર્ષાતા ને તેને ઉત્તેજન આપતા અને આગળ પડવા સહાયતા કરતા.

ગણિતશાસ્ત્રીની ચોક્કસતા અને વૈયાકરણની જડતા સરખી સરખી કઠણાશ એ જ એમની પ્રકૃતિનું સ્વરૂપ નહોતું. પ્રખર બુદ્ધિમત્તા સાથે કોમળમાં કોમળ કવિહૃદય ધરાવનાર અદ્ભુત વ્યક્તિત્વ તેમનું હતું. 'કુસુમમાળા'ના લેખકનું ફૂલ સરખું સુકુમાર હૈયું, નાચતી અને ગાન કરતી સૌન્દર્યસ્પર્શી મનોવૃત્તિ, સંગીતના લાલિત્યવાળી મનોહર રસપૂર્ણ કલ્પનાશક્તિ ધરાવનાર અને સાહિત્યના ક્ષેત્રમાં તીક્ષ્ણ પ્રહાર-યુક્ત વિવેચક તે એ જ નરસિંહરાવ કે બીજો તે કોઈ વાર મૂંઝવણમાં નાખે એમ લાગે છે. જાણે કે બે જુદી જ વ્યક્તિઓ એક દેહમાં મૂર્તિમંત થઈ હોય એવો ભાસ થાય છે. પોતે ઊંડા અભ્યાસી અને વિચારક હોવા છતાં તેમના કાવ્યોમાં વિચારનું પ્રાધાન્ય એકંદરે ઓછું છે એમ કહેવામાં ખોટું નથી. એટલે કવિ તરીકે તેમનો આત્મા જુદી

જ દિશામાં વંદન કરતો અને આ જડ જગતથી ઘણે ઊંચે તેઓ ઉડ્ડયન કરી શકતા.

ઈશ્વર પર અચળ-અડગ શ્રદ્ધા એ તેમના જીવનનું મુખ્ય સૂત્ર હતું. તેઓના ઈશ્વરપરાયણ પિતા તરફથી તેમને આ મોટો વારસો મળેલો હતો, જે એમના અનેક દુઃખપ્રસંગો સાથે ટક્કર ઝીલનાર બળરૂપ બન્યો હતો. તેઓ અંગ્રેજીમાં જેને optimist કહે છે તે અર્થાત્ આશાવાદી હતા. જીવનના આરંભમાં સર્વ સુખના અધિકારી તેઓ હતા. ગર્ભશ્રીમંત કુટુંબમાં જન્મ, વિદ્યાભ્યાસ, સારી નોકરી, સુખી કુટુંબજીવન વગેરે જેને હોય તેમનાં કાવ્યોમાં આશાવાદ જોવામાં આવે એ સ્વાભાવિક છે. પરંતુ એ આશાવાદ તે માત્ર દુનિયાનાં સુખ પર રચાયેલો નહોતો એ જ્યારે એમનાં પ્રિય સ્વજનોનાં અકાલ મરણોની ઝડીઓ આવી અને તેથી પણ તેઓની સ્થિરતા ઓછી ન થઈ ત્યારે જણાયું. અને એ આશાવાદ ઈશ્વર પરની અસાધારણ શ્રદ્ધાને અવલંબીને રહ્યો છે એ સમજાયું.

પચીસ વર્ષની ઊંચા અધિકારવાળી સરકારી નોકરી તેમના જીવનમાં ગૌણ સ્થાને છે. સરકારી નોકરીમાં પડનાર, એક ગામથી બીજે ગામ બદલીઓમાં ફરનાર હોવાથી સ્થાયીપણું ન ધરાવી શકનાર, થોડા ઘણા ઑફિસરોના મંડળની મૈત્રીમાં જીવનસિદ્ધિ માનનાર સામાન્ય પુરુષો જેવા રા. નરસિંહરાવ નહોતા. જ્યાં જાય ત્યાં પોતાનાં અભ્યાસના સાધનો રાખી તેનો ઉપયોગ કરતા અને સાહિત્યના શોખને પ્રાધાન્ય આપી ગુજરાતી ભાષાના મહાન સાહિત્યકાર તરીકે આજ ગુજરાત તેમને પૂજે છે તે યોગ્યતા મેળવવા સમર્થ થયા હતા.

સમાજસુધારણામાં તેઓ ઉદ્દામમતવાદી હતા અને line of least resistanceમાં માનતા નહોતા. આજ સમાજસુધારણાનો માર્ગ મોકળો થયો છે અને હિંદુસ્તાનના તમામ વિચારકો સમાજ-સુધારણાની આવશ્યકતા કોઈ ને કોઈ રૂપમાં સ્વીકારે છે. કાલમાં

અને બીજાં અનેક કારણોને પરિણામે હિંદુ સમાજ પચાસ વર્ષમાં પલટાયો છે અને પલટાતો જાય છે ઉદ્દામમતવાદીઓને ફત્તેહ મળી છે કે 'ધીરેધીરે સુધારાનો સાર' માનનાર સફળ થયા છે તે કહેવું અશક્ય છે, પરતુ એટલું તો સત્ય છે કે રા. નરસિંહરાવ જે માનતા તે આચારમાં મૂકવા તત્પર રહેતા અને તેથી જ એ બાબતમાં diplomacy–દાંભિક નીતિ તેમને પસંદ નહોતી.

ઇઠ્ઠોતેર વર્ષના લાંબા જીવનમાં તેમણે વંશપરંપરાગત મેળવેલા ગુણોને ઓપ ચઢાવ્યો અને ઘણી વસ્તુઓ પોતે જીવનના ઘડતરમાં નવી મેળવી. બુદ્ધિસામર્થ્ય, સિદ્ધાંતો માટે દૃઢ આગ્રહ અને પ્રભુપરાયણતા વડે એક પ્રભાવશાળી બનેલી વ્યક્તિ આજ ગુજરાતની ક્ષિતિજમાંથી અસ્ત થઈ છે અને એમનું સ્થાન નજીકમાં કોઈ લઈ શકે એવું નજરે પડતું નથી એ ગુજરાતનું દુર્ભાગ્ય છે.

**ગુજરાત : માર્ચ ૧૯૩૭; પૃ. ૫૯૭–૯૯]**

## વસન્તના તંત્રી

સને ૧૮૯૧ના ડિસેમ્બર માસમાં એમ.એ.ની પરીક્ષાનું પરિણામ જણાયું તે દિવસે મારા વડીલ કાંઈક ગર્વ તથા હર્ષ સાથે સમાચાર લાવ્યા કે "આનંદશંકર એમ.એ.માં પાસ થયા." અમદાવાદની નાગરજ્ઞાતિમાં તેઓએ પ્રથમ જ આ પરીક્ષા પાસ કરી હોવાથી તેમજ અમારું એક કુટુંબ (કુળ) ગણાતું હોવાથી, આ હર્ષ અને ગર્વ કાંઈક સકારણ હતાં. રા. આનંદશંકર પ્રત્યે માનવૃત્તિનું બીજ મારામાં આ દિવસથી રોપાયું. તે પછી તરત જ ગુજરાત કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસરની જગ્યા પર તેઓ નિમાયા તે વખતથી ઘણા વખત સુધી અમારી એવી માન્યતા હતી કે એમ.એ.માં પાસ થાય તેને તરત જ

સરકાર કૉલેજના પ્રોફેસર નીમી દે છે ' હજી પણ કોઈ કોઈ વ્યક્તિઓમાં આ માન્યતા જોવામાં આવે છે.

ગુજરાત કૉલેજમાં નાજુક દેહાકૃતિ ઉપર મોટી પાઘડી પહેરી કૉલેજમાં જતા તેઓ હમેશ જોવામાં આવતા. એક પુસ્તકની પ્રસ્તાવનામાં રા. નરસિંહરાવે 'માથા કરતાં મોટી પાઘડી' એમ જે ઉલ્લેખ કર્યો છે તે ગમે તેને માટે હશે, પણ આ દશ્ય જોઈ મને એમ જ લાગતું કે આ કદાચ રા. આનંદશંકરને ઉદ્દેશીને હશે.

મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી મેં અભ્યાસ છોડી દીધેલો કેટલેક વખતે એક સામાન્ય મિત્રને મોઢે રા. આનંદશંકરે સહેજ વાતમા કહ્યું કે "વિદ્યા બી.એ. લગી અભ્યાસ કરે તો શું?" કૉલેજમા અભ્યાસ કરવાની કદી કલ્પના પણ નહોતી, છતા આ વચનથી નવી જ પ્રેરણા મળી, અને મને કૉલેજનું શિક્ષણ મેળવવામાં એઓને હુ કારણભૂત માનું તો તે કાંઈ જ ગેરવાજબી નથી. સને ૧૮૯૪મા ગુજરાત કૉલેજમાં દાખલ થયા પછી, પ્રો. આનંદશંકરના સંસ્કૃતમાં ઉચ્ચતમ શિક્ષણનો લાભ લેવા અમે ભાગ્યશાળી થયા હતા.

'અભિજ્ઞાન શાકુન્તલ' અમારા વર્ગમા જે રીતે એમણે શીખવેલું તે, તે પછી ગમે એટલી વાર શીખવાયુ હશે, પણ તેવી અજબ શક્તિથી તો નહિ જ હોય. સંસ્કૃતના તેમના વિશાળ જ્ઞાનનો લાભ પ્રતિવર્ષે મળતો, તેથી મારો પૂજ્યભાવ વૃદ્ધિ પામતો ગયો. એટલામા સ્વ રા. મણિશંકર રત્નજી ભટ્ટે સલાહ આપી કે બી. એ.મા ઐચ્છિક વિષય તરીકે લૉજિક ને મોરલ ફિલોસૉફી મારે લેવા. ગુજરાત કૉલેજમા આ વિષય માટે વર્ગ નહોતો, તેમજ અધ્યાપક પણ નહોતા. માત્ર બે કે ત્રણ વિદ્યાર્થી માટે આ કામ પોતાના કામ ઉપરાત ઉપાડી લેવાનું સ્વ. પ્રો. કાશીરામ દવેએ તેમજ પ્રો. આનંદશંકરે માથે લીધુ. કાશીરામ દવેને માત્ર પોતાનો વિષય લૉજિક શીખવવાનો હતો, પરતુ પ્રો. આનંદશંકરને તો નવીન વિષય જ તૈયાર કરી અમને શીખવવાનો

હતો. મોરલ ફિલોસોફીને અંગે યુરોપની સામાન્ય ફિલસૂફીનો પણ તેમણે ઊંડો અભ્યાસ કર્યો. એ વિષય શીખવતી વખત પ્લેટોથી માંડીને ચાલુ જમાનાના યુરોપિયન ફિલોસોફરની દરેકે દરેકની System નાનાં બાળકો જેમ આંક બોલી જાય તેવી રીતે એમને જિહવાગ્રે હોય એમ માલમ પડતું. ફિલસૂફીના અગાધ સમુદ્રમાં તેમનો અપૂર્વ પ્રવેશ વિદ્યાર્થીઓને સાનન્દાશ્ચર્યમાં નાખતો. સાથે સાથે સંસ્કૃત તત્ત્વજ્ઞાન સાથેની તુલનાથી તેમની શિક્ષણસામગ્રીનું અતુલ સામર્થ્ય દષ્ટિગોચર થતું. અમારે માટે સ્વેચ્છાએ માથે લીધેલા આ કાર્યને અંગે જે વિશાળ અભ્યાસ તેમણે કર્યો છે તે ખાતે અમે તેમનાં ઋણી છીએ, અને તેનો લાભ અમને એકલાને જ મળ્યો છે એમ નથી, તેમના સર્વ વિદ્યાર્થીઓ તથા 'વસન્ત' દ્વારા ગુજરાતી વાચકવર્ગ તેનાં સહભાગી થયાં છે.

સંસ્કૃત સાહિત્યના ઊંડા અભ્યાસી તો તેઓ પહેલેથી હતા જ. અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ તેમના શિક્ષણક્રમ ઉપરાંત ગુજરાત કોલેજમાં પ્રોફેસરોની અછતને લીધે અંગ્રેજીના અધ્યાપકના સહાયક તરીકે પણ તેમણે જેટલો થાય તેટલો કરી લીધેલો. ગુજરાત કોલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પહેલાંના પ્રોફેસર દાગ સેટના પ્રત્યે તેઓને અત્યંત માનવૃત્તિ હતી, તેમજ તેમના સમાગમમાં પણ બહુ રહેતા, છતાં એ વિષયો પ્રત્યે તે સમયમાં તો પૂજ્યભાવ થઇને અટકેલો. મારી એવી કલ્પના તેમજ અનુમાન છે કે એ વિષયોના પ્રો. ભૂલાભાઈ દેસાઈએ પોતે રા. આનંદશંકર પ્રત્યે અતિશય માનવૃત્તિ ધારણ કરી, પોતાના બહુ નિખાલસ દિલ વડે એ વિષયોના અભ્યાસી એમને બનાવ્યા. આ મારા મનથી માની લીધેલી ખોટી માન્યતા છે, કારણ કે લગભગ છ સાત વર્ષના કોલેજના મનન મદવાસમાં હોવા છતાં અમે ગુરુ તરીકે એમને ગોઠવી ઊંચી કક્ષાએ જોતાં કે તેમના ચરણ લગી જ દષ્ટિ કરવાની હિમ્મત કરી શકતાં. ઐચ્છિક વિષયના

વર્ગમાં પણ ત્રણચાર વિદ્યાર્થીનો વર્ગ એમની સામે પ્રોફેસરોના રૂમમાં ખુરસી ઉપર બેસીને જ ચાલતો, છતાં મનનો આ અંતરાય દૂર નહોતો થયો, અને અમે ભાગ્યેજ વિચારોની આપલે કરી હોય. ગુજરાત કૉલેજમાં અમે લગભગ પ્રથમ સ્ત્રી વિદ્યાર્થીઓ હોવાથી તમામ પ્રોફેસરો તથા અમારી વચ્ચે કાંઈક સંકોચની વૃત્તિ રહેતી. આ અરસામાં જ 'વસન્ત પત્ર'નો ઉદ્ભવ થયો, અને એને અંગે જે કાંઈ રહ્યોસહ્યો બાકી અભ્યાસ હશે તે રા. આનંદશંકરે કરી નાખ્યો. ગુજરાતી ભાષામાં નીકળતાં અનેક પત્રો અને માસિકોમા કોઈના તંત્રી આવા પ્રખર વિદ્વાન તો નથી જ.

'વસન્ત' એ એવું માસિક નથી કે જેના તંત્રીના અમુક વિચારોને અનુસરતું તેનું એક લેખકમંડળ જમા થઈ શકયું હોય. તેમ કોઈ અમુક ઉદ્દેશ સાધવાને અર્થે પણ એ પત્ર જન્મ પામ્યુ નહોતુ. તે વખતે આટલાં બધાં સામયિક પત્રો નહોતાં. 'બુદ્ધિપ્રકાશ' અમુક કક્ષા સુધી પહોચેલું હતું, 'જ્ઞાનસુધા'ને અમુક મતાનુયાયીઓ જ પોતાનુ માનતા, તે સમયે એક સાર્વજનિક પત્રની ખરેખરી જરૂર હતી. ગુજરાતી ભાષાપ્રેમીઓનો એક નવીન વર્ગ પોતાના વિચાર સ્વભાવમા પ્રકટ કરવાને તત્પર થઈ રહ્યો હતો, તેને સ્થાન આપવાને માટે એક ઊંચી કોટીના પત્રની ખરેખરી આવશ્યકતા હતી. અનેક નિકટના મિત્રોની સલાહથી ધનના ભોગે એ પત્ર ચાલુ કરવાનુ રા. આનદશંકરે માથે લીધુ. 'વસન્ત' નામ પણ એક મિત્રની સૂચનાથી જ પાડવામા આવેલુ. યુનિવર્સિટીની કેળવણી પામેલા અનેક લેખકોએ પોતાના લખોનો ફાળો આપી, ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવવા 'વસન્ત' દ્વારા જે પ્રયત્ન કર્યો છે તેનુ મૂલ્ય થાય તેમ નથી.

તંત્રી તરીકે રા. આનંદશંકર 'વસન્ત'માં જ્યારે જ્યારે લખે છે ત્યારે તેમના લેખો બહુ મૂલ્યવાન હોય છે એ કહેવાની જરૂર નથી. હવે સામયિક પત્રોની સંખ્યા વધી છે. Light Literature, રાજ-

દારી વિષય, સાહિત્ય વિષય, એવાં જુદાજુદા વિષયોને ચર્ચનારાં પત્રો ગુજરાતી ભાષામાં ચાલુ થઈ સમૃદ્ધ થયાં છે. તો 'વસન્ત'માં, 'વસન્ત'ના તંત્રી પોતાની પ્રવૃત્તિમાંથી જ્યારે નિવૃત્ત થાય ત્યારે પોતાનો સર્વ જ્ઞાનભંડાર એમાં ઠાલવી ગુજરાતને વિશેષ ઋણી કરશે, એવી ઉત્કટ આશા સહિત આ લેખ સમાપ્ત કરું છું.
૧૯૩૪]

## આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવ

**સ્વ.** આનંદશંકરભાઈ અમદાવાદ વડનગરા નાગરજ્ઞાતિના હોઈ બાલપણથી તેઓ અમને સહુને જાણીતા હતા; જોકે તેમનો અંગત પરિચય પ્રથમ બિલકુલ નહોતો. તેમના પિતાશ્રી પ્રખર ધર્મચુસ્ત છે એમ અમે જાણતાં હતાં અને એ વાતાવરણમાં સ્વર્ગસ્થ ઓતપ્રોત થયેલા. મારા માતામહ સ્વ. રા. બા. ભોળાનાથ સારાભાઈ (દિવેટિયા)નું કુટુંબ સુધારકમાં લેખાતું એટલે અને બંને કુટુંબો જ્ઞાતિનાં આગેવાન ગણાતાં હોવાથી કંઇક પ્રતિસ્પર્ધાનો ભાવ ઘરમાં કાયમ રહેતો એવી યાદ છે. સ્વ. ભીમરાવ ભોળાનાથ—પ્રોફેસર વીરમિત્ર દિવેટિયાના પિતા તે સ્વ. આનંદશંકરનાં બહેન સાથે પરણેલા એટલે વીરમિત્ર, તેમનાં ભાંડુઓ તેમજ માતાને લીધે ઘણી વાતો એક બીજાની જાણવામાં આવતી અને તે પર ચર્ચાઓ પણ થતી. સ્વર્ગસ્થની પ્રથમ વીશી એ સંબંધે આ કથન છે.

સને ૧૮૯૧-૯૨માં એમ.એ.ની પરીક્ષામાં આનંદશંકરભાઈ ઉત્તીર્ણ થયા અને ગુજરાત કોલેજમાં સંસ્કૃતના અધ્યાપક નિમાયા ત્યારથી તેમના પ્રત્યેનો પૂજ્યભાવ અને માનની વૃત્તિ અમારા સર્વેની થઈ. ગુજરાત કોલેજમાં વીસ એકવીસ વર્ષ અને લગભગ તેટલાં જ વર્ષ બનારસ યુનિવર્સિટીમાં આચાર્ય તરીકે હજારો વિદ્યાર્થીઓનો સંપર્ક

સાખ્યો હશે અને તેમના માનને પાત્ર બન્યા હતા ગુજરાત કોલેજમા સંસ્કૃત તેમની પાસે શીખવાનુ મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયેલુ અને ત્યારથી મારા અભ્યાસમા એમણે સાધારણ રસ લેવા માંડચો, તેના પુરાવા તરીકે, અમને બી એ.મા ઐચ્છિક વિષયો—ફિલસૂફી શીખવવાનુ પોતે માથે લીધુ એ છે મસ્કૃત અંગ્રેજી સાહિત્ય વગેરેના અધ્યાપન ઉપરાત ખાસ તૈયાર કરી અમારો અભ્યાસ તેમણે અત્યત કાળજી પૂર્વક કરાવ્યો એ ઋણુ અમે કદી ભૂલીએ તેમ નથી. આજથી ચાળીસ વર્ષની એ વાત છે. ગુજરાત કૉલેજમા ફિલસૂફી ઐચ્છિક વિષય તરીકે શીખવવામાં નહોતી આવતી દોઢસો વિદ્યાર્થીઓની બનેલી, કમિટીની વ્યવસ્થા નીચે ચાલતી, કૉલેજમા—માત્ર સાત આઠ પ્રોફેસરોવાળી કૉલેજમા ફિલસૂફી શીખવવાની ગોઠવણુ નહોતી. આજે લગભગ આઠસો વિદ્યાર્થીઓ, ઓછામા ઓછા વીસ પ્રોફેસરો (આ માહિતી ચોક્કસ નથી), સરકારને લાખો રૂપિયાની સુપરત કરીને સરકારને સોપેલી એ કૉલેજમા ફિલસૂફી શીખવવા માટે હજી પણુ સાધન નથી. ડૉ. આનદ શકરે જે બોજો માથે લીધો તે વર્ગો થોડા વર્ષ પછી બધ પડચા સસ્કૃત અને પશ્ચિમની ફિલસૂફીની તુલનાત્મક માહિતી જોકે બી. એ ના અભ્યાસક્રમમા નહિ હોવા છતા આચાર્યશ્રીના શિક્ષણુમા અમને કિંચિત્ મળેલી, અને તેમના અગ્રેજી સાહિત્યના અત્યત વિશાળ અભ્યાસનો અમે અનુભવ કરેલો. તેમના વિવિધ અભ્યાસનો પરિપાક ‘વસન્ત' દ્વારા ગુજરાતી વાચક જનતાએ મેળવ્યો છે. સને ૧૯૦૨મા ‘વસન્ત' પત્ર પ્રકટ કર્યું ત્યારથી લેખક તરીકેનુ તેમનુ જીવન શરૂ થયુ વાતચીતમા તેઓ કહેતા કે ત્રીસ વર્ષની ઉમર થયા પછી જ લખવાનુ શરૂ કરવુ જોઇએ, તે પહેલા પરિપક્વ વિચારો ન બની શકે. ‘વસન્ત' મારફત સેંકડો પૃષ્ઠો તેમણે પ્રકટ કરેલા છે, ‘સુદર્શન'મા પણ ઘણા લેખો તેમણે લખેલા છે, છતા ગુજરાતી સાહિત્યને તેમની વિદ્વત્તાના પ્રમાણુમા મળગ પુસ્તકો થોડા પ્રાપ્ત થયા છે. મારી પોતાની માન્યતા એવી છે

કે ગુજરાતી ભાષાનાં વાચન કરતાં અંગ્રેજી ભાષાનું તેમનું વાચન અતિ 'વિસ્તૃત હતુ, અને 'વસન્ત' માસિકે તેમની પાસેથી લેખો કઢાવ્યા ન હોત તો સ્વયં આટલા જથ્થામાં તેઓ ગુજરાતીમા લખત કે નહિ તે કહી શકાય' નહિ. આ હકીકત બીજા ઘણા લેખકોને પણ લાગુ પડે છે, અને તે સર્વનાં ઉત્તમ લખાણો આની ફરજ દ્વારા મળે છે એ સત્ય છે. દી. બ. કેશવલાલ ધ્રુવ કહેતા કે નવા ગુજરાતી સાહિત્યનો તેમને અલ્પ પરિચય છે અને ચાલુ સમયનાં માસિકો તેઓ જોતા નથી 'વસન્ત' માસિકના તંત્રી અને તે પણ તે સમયનું એક પૂરું—કોઈ પણ પક્ષને નહિ રજૂ કરનારું—સર્વ ગુજરાતી લેખકોને પોતાના વિચારો દર્શાવવાની તક આપનારું માસિક, એના તંત્રીને આસપાસના સ્વ-સાહિત્યનુ દુર્લક્ષ કરવાનુ બની શકે નહિ. ગુજરાતી સાહિત્ય માટે ગર્વ ને પ્રેમમા તેઓ કોઇને નમતુ આપે તેમ નહોતુ, છતાં એમણે લેખન વ્યવસાયનો આરંભ કર્યો ત્યારે પહેલા અંગ્રેજી ભાષા અને સાહિત્ય સાથેનો સંબંધ એટલો ગાઢ થઈ ગયેલો કે તેમની શૈલી એક જુદા જ પ્રકારની અંગ્રેજી શૈલીના મરોડવાળી બનેલી હતી. વિચારપ્રાકટ્યને કદાપિ આથી વધારે વેગ મળ્યો હશે. વખતના વહેવા સાથે એ શૈલીએ પોતાનું સ્વતંત્ર રૂપ ધારણ કર્યું, અને 'વસન્ત'માં 'હિન્દહિતચિંતક'ની સંજ્ઞાથી લખાતા લેખો લાક્ષણિક અને મનનીય બન્યા.

સને ૧૯૨૦માં તેમનું પ્રવૃત્તિનું કેન્દ્ર બદલાઈ બનારસ બન્યુ. અમદાવાદના મર્યાદિત તથા સરકારી કૉલેજના ગૂંગળાવનારા વાતાવરણ બહાર જવાથી આ મેરકારી પુરુષનો અણધાર્યો અને વણકલ્પ્યો વિકાસ થયો એમ હું માનું છું. અમદાવાદને કદાચ નુકસાન થયુ હશે —જોકે તે પણ સંશયગ્રસ્ત બીના છે, કેમકે વીસ વર્ષ સતત એક જ ધારું કામ કર્યા પછી માણસ કંટાળી જાય તો આશ્ચર્ય પામવા જેવુ નથી અને તે પણ જકડાયેલા તંત્રમાં. બનારસમા સારા હિંદના નિષ્ણાતો સાથે ભળવાનો તેમને પ્રસંગ મળ્યો અને પ્રાચીન તથા અર્વાચીન

ભાવનાનું સુયોગ્ય મિશ્રણ સાધતી હિંદની અજોડ સંસ્થાના સંગાનીય સંચાલકના હોદ્દા પર જવાથી મનની વિશાળતા, કલ્પનાનું દૂરગામીપણું (Vision) અને દેશના ગૌરવની ભાવના તેમનામાં સચોટપણે આવી ગયાં. દેશપ્રીતિનો જુવાળ પણ ત્યાંથી જ જોરમાં આવ્યો. પંડિત મદનમોહન માલવીયના તેઓ બહુમાન્ય સહકાર્યકર્તા હતા. મહાત્મા ગાંધીજીએ તેમનુ નામ સૂચવીને માલવીયજીને તેમને બોલાવવાનો આગ્રહ કર્યો, તેથી આનંદશંકરભાઇના જીવનનો આ એક મહત્ત્વનો બનાવ બન્યો, જેથી પરોક્ષે ગુજરાતને પણ લાભ થયો. ત્યાં રહ્યે રહ્યે પણ ગુજરાતનું હિત રાતદિવસ તેમના ચિંતનમા રહેતુ. વેકેશનમાં અમદાવાદ આવી ઘણીઘણી યોજનાઓ અને વિચારોની આપલે કરતા.

ગુજરાત કોલેજમા અમને નીતિશાસ્ત્ર (Ethics) નુ શિક્ષણ આપવા માટે ભૂમિકા તેમણે તૈયાર કરેલી હતી. સને ૧૯૧૩મા ઇગ્લાંડથી નીતિશાસ્ત્રવેત્તા, વ્યાવહારિક નીતિ (Practical Ethics)નુ દિગ્દર્શન કરાવનાર મિ. એફ. જે. ગુલ્ડ (Gould) અમદાવાદ આવેલા તેમણે એવાં અસામાન્ય, હૃદયસ્પર્શી વ્યાખ્યાનો આપ્યા કે આચાર્યશ્રીને તેની પ્રબળ અસર થઇ અને 'નીતિશિક્ષણ' નામનો ગ્રથ તેમણે રચ્યો, આમ મારુ પોતાનુ અનુમાન છે. ઘણાં વર્ષની ઓળખાણ છતા મારે તેમની સાથે એટલું બધુ અંતર રહેતુ કે આવી બાબતો પૂછીને નક્કી કરવાની તક પણ મળેલી નહિ એ સ્વીકારું છુ. આ દિશામાં એટલે કે નીતિશિક્ષણમાં કોઇએ પ્રયત્ન કરેલો નહિ અને સૌ. શારદાબહેન મહેતાએ પ્રાચીન પુરાણોની બાળબોધક વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કર્યો ત્યારે તેમના મનને અત્યત આનદ થયેલો. નવા વિચારનાં બહેન તરફથી આવો ગ્રંથ પ્રકટ્યો તેથી તેમને આશ્ચર્ય થયુ હશે.

સને ૧૯૩૨ની સાલમાં હિંદુ યુનિવર્સિટી જોવા હું ગયેલી તે વખતે સ્વર્ગસ્થને ઘેર રહેવાનો લાભ મને મળેલો. મારા પ્રત્યે જે મમતા અને જે સદ્ભાવ તેમણે ત્યા દર્શાવેલાં તેનુ સ્મરણ હમેશ રહેશે.

લખનૌમા ભરાયેલી અખિલ હિંદ મહિલા પરિષદ—All India Women's Conferenceના પ્રમુખપદે મારી નિમણૂક થયેલી એ કાર્ય પતાવી બનારસ યુનિવર્સિટી જોવાની તક મળી. કાશીતીર્થ તો મેં ઘણાં વર્ષ પર જોયેલું અને પ્રાચીનતાપ્રિય હિંદુ ધર્મના સુરક્ષક આપણા આચાર્ય તે તીર્થસ્થાનમાં વાસ કરે છે એ માન્યતા સહિત હું ત્યાં ગયેલી, પરંતુ કાશી અને બનારસ યુનિવર્સિટી વચ્ચે તો દસ માઈલનું લગભગ અંતર હશે. વાતાવરણ પણ તદ્દન અકલ્પ્ય, અને આચાર્યશ્રી શિક્ષણ સંસ્થાની કોઇ નવીન ગંગાના તટ પર રહેલા જણાયા-યુનિવર્સિટીના વિવિધપ્રાંતીય સ્ટાફ વચ્ચે તેમનું માનનીય સ્થાન જોયું. ગુજરાતનું પ્રતિનિધિત્વ અધ્યાપકો તેમજ વિદ્યાર્થીઓમાં અલ્પ હતું એટલે સ્વાભાવિક રીતે મારી તરફના પક્ષપાતને લક્ષમાં લઈ તેમણે પોતાની પ્રાંતીય બહેનને બહુ મોટા પદ પર દર્શાવી દીધી. એ સર્વેનો મેળાવડો કરી મારી અપ્રસ્તુત પ્રશંસા કરી જેને ખરી રીતે ગુજરાતની પ્રશંસા કરવાનો યોગ હું માની લઉં છું. બનારસમા નહિ જોયેલાં સ્થળો સારનાથ વગેરે બતાવ્યાં અને યુનિવર્સિટીની બારીકમાં બારીક વિગતોની માહિતી આપી. ચારે તરફ પુસ્તકોના ઘોડા, ખડકલા અને તે સિવાય બીજા કોઇના સહવાસ વગરના, હિંડોળાખાટે રાત દિવસ અભ્યાસમાં મસ્ત રહેવા એ મારા ગુરુવર્યને મારાં અનેક નમન છે.

અમદાવાદ શહેર વિસ્તાર પામતું ગયું અને એમાં વસ્તીના વધારા સાથે શાળામાં જનાર અને તેમાથી ઉત્તીર્ણ થઈ કૉલેજોમાં જનાર વિદ્યાર્થીઓની સંખ્યા દિવસે દિવસે વધવા લાગી. અહીંના રહેવાસી વિદ્યાર્થીને દુઃખ વેઠી ખર્ચ કરી બહાર ગામ ઉચ્ચ અભ્યાસ માટે જવાની જરૂર પડવા લાગી. તે સાથે યુવાનોની દેશપ્રીતિની ઉત્કંઠાને દાબી દેતા બનાવો શિક્ષણસંસ્થાઓમાં બનવા લાગ્યા. ગુજરાતના દીર્ઘદર્શી ગહેરીઓએ ગામેગામ ફરી તેમજ શહેરમાંથી

નાણાં ઉઘરાવી ફાળો ઊભો કરેલી પોતાની શિક્ષણસંસ્થા તેમના હાથમાં સરી ગઈ હતી અને શહેરના દાનવીર શહેરીની બાદશાહી સખાવત વડે પુષ્ટ થયેલી સંસ્થામાં વિદ્યાર્થીઓનું માન ભંગ થાય તેવા કિસ્સાઓ બનતા હતા આ કારણને લઈને કેટલાક ભાઈ બહેનોના મનમાં અમદાવાદમાં એક કરતાં વધારે કૉલેજની જરૂરિયાત લાગી વિદ્યાર્થીઓની સંખ્યા તો દિન પર દિન વધવાની જ હતી આ સંબંધી વિચાર કરવા મળીને આચાર્યશ્રી આનંદશંકરનો મત પુછાયો તેમણે માગ પર તારથી જવાબ વાળ્યો કે 'મારી સેવાઓ અમદાવાદ માટે સદા તૈયાર છે આ સંસ્થા મૂર્ત સ્વરૂપ પામી નહિ, પરંતુ ત્યારપછી અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સ્થપાઈ જે સંસ્થાના પ્રમુખ તરીકે આનંદશંકર ભાઈએ પોતાના જીવનના અંત સુધી અત્યંત મમત્વથી કામ કર્યું એ સુવિદિત છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખનું સ્થાન દી બ કેશવલાલ ધ્રુવના અવસાનથી ખાલી પડ્યું, જેના પ્રમુખ તરીકે પણ તેમણે તેમાં living interest એટલે કે જીવન રસ લઈ તે વડે એ પદને શોભાવ્યું એ સંસ્થાને સ્થાપન થયાને લગભગ શતાબ્દી વીતવા આવી છે એટલે તેની પ્રગતિનું વલણ સમયાનુસાર નવા પથે દોરવાનું માન સ્વર્ગસ્થને ઘટે છે એના ઉત્સાહી અને ખંતીલા ભૂતપૂર્વ આસિસ્ટંટ મંત્રી સ્વ રા હીરાલાલ પારેખને એ સંસ્થાના વિકાસ માટે જે જે સ્વપ્ના હતા તે તેમણે સ્વર્ગસ્થ આચાર્ય આગળ રજૂ કર્યા મુંબાઈ સરકારે દક્ષણ કૉલેજને અનુસ્નાતક કૉલેજમાં ફેરવી નાખી તે માટે અનામત ગ્રાન્ટ આપવાનું નક્કી કર્યું પ્રધાનમંડળના અનુકૂળ સંજોગો આવી મળવાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને બાર હજારની વાર્ષિક ગ્રાન્ટ સરકાર તરફથી મળવાનું નક્કી થયું શરૂઆતની સ્થાપના માટે આઠ હજાર રૂપિયાની ખાસ ગ્રાન્ટ મળી આ સહાયતાને પરિણામે મુંબાઈ યુનિવર્સિટીએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સંશોધન (Research) અને અનુસ્નાતક (Post-Graduate)

અભ્યાસનું કેન્દ્ર બનાવવાની પરવાનગી આપી. આ સંસ્થામાં નેવું વર્ષ પછી નવીન પ્રાણસંચાર થવાથી આચાર્યશ્રીને ઘણો સંતોષ થયો, તથાપિ અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ ભાવના તેમના મનમાં અગ્રસ્થાને હતી. મહારાષ્ટ્રિયો પૂનામાં મહારાષ્ટ્ર યુનિવર્સિટી સ્થાપવા પ્રયત્ન કરી રહ્યા છે તેવા પ્રયાસ આપણે પણ કરવા જોઇએ એમ તેઓ વારંવાર કહેતા, પરંતુ પોતાની લથડી ગયેલી તબિયતને લઇને જાતે દોડધામ કરી શકાય તેમ નહોતું. બાકી એમની કાર્યનિષ્ઠા પર એટલી શ્રદ્ધા હતી કે સ્વસ્થ દેહે તેઓનું જીવન લંબાયું હોત તો આ ભાવના જરૂર ટૂંક સમયમાં અમલમાં મૂકવા તેઓ શક્તિમાન થાત.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી યુનિવર્સિટીની પ્રવૃત્તિનું મધ્યબિન્દુ થવા યોગ્ય છે એમ તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી અને સંસ્થા પ્રત્યે પોતાનો ખાસ પક્ષપાત હતો તેને લઇને જ તેઓનો પોતાનો કિંમતી અને વિવિધ પુસ્તકોથી સમૃદ્ધ એવો પુસ્તકસંગ્રહ એને ભેટ આપ્યો છે જે એ સંસ્થાની બઢતીમાં જરૂર ઉપયોગી થઈ પડશે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો દરજ્જો વધ્યો, ઉચ્ચ શિક્ષણનો તેમનો પ્રિય વિષય એમાં પ્રવેશ પામ્યો એથી કરીને સંસ્થા તરફથી એમની મમતા અનેક ગણી વધી ગઈ એમ એમની વાતચીત પરથી જણાઈ આવતું. પોતાની માંદગીને બિછાનેથી પણ તેની કાળજી તેઓ સતત કરતા. હરીફરી ના શકાય તો વિદ્યાર્થીઓ તેમજ અધ્યાપકોને પોતાને ત્યાં બોલાવી યોગ્ય શબ્દોમાં પ્રોત્સાહન આપતા. 'વસન્ત' માસિક તો બંધ પડી ગયું હતું. એજ્યુકેશન સોસાયટીનું કામ તેમને હાથે બનતાં સુધી ઘણું પડવા દેતા નહિ—સિવાય કે ખાસ અધ્યાપનને લગતું, અધ્યાપકોની નિમણૂકો વગેરે, એટલે તેમની રાતદિવસની મમતા અને કાળજીનો વિષય તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના નવા વર્ગો હતા. તેમાં કેમ કામ ચાલે છે, કેવી વ્યવસ્થાથી એનો ઉત્કર્ષ સાધવો વગેરે

મલાહ તેઓ હંમેશ આપતા તેમના અવસાનના એક દિવસ અગાઉ, તેમનું સ્વાસ્થ્ય બગડયુ છે એમ જાણી ખબર કાઢવા ગયેલા ત્યારે પણ તેઓએ આ વર્ગો સંબંધે પૂછપરછ કરી ને અમે જે કાંઇ અભિપ્રાય માગ્યો તે સારી રીતે આપ્યો, પોતાની હાર્દિક આશિષ તેને આપી પ્રમાણમાં દીર્ઘકાળ હોદ્દે નહિ રહેલા છતા તેમણે ગુજરાત વર્નાકયુલર સોસાયટીના ઇતિહાસમાં જે ઉજ્જવલ પ્રકરણ ઉમેર્યું છે અને તેનું સ્થાન ઊંચું કરવામાં પોતાની સેવા દ્વારા ફાળો આપ્યો છે તે ભવિષ્યમા ગુજરાત પ્રાંતની પ્રગતિમાં નોંધવા લાયક રહેશે.

**આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ (ગુજરાતી વિભાગ)**

## સૌ. સુમતિ

**ગુજરાતી** સાહિત્યમાં જૂના વખતથી સ્ત્રીઓ પોતાનો ફાળો આપતી આવી છે. તે જમાનામા બધુ લખાણ પદ્યમાં થતુ; તે મુજબ સ્ત્રીઓના લખાણો પણ પદ્યસ્વરૂપે લખાયેલાં હતાં. કવિ નર્મદે ગુજરાતી સાહિત્યને ગદ્યસ્વરૂપે આગળ વધાર્યું તે પછી ગદ્યપદ્ય લખાણો જોવામાં આવે છે. ગુજરાતના જૂના સ્ત્રીકવિઓ વિશે મેં એક લેખ ઘણા વર્ષો પૂર્વે સાહિત્ય-પરિષદ માટે લખ્યો હતો, તેમાં યથાશક્તિ એ લેખિકાઓના ગુણદોષનુ વર્ણન કરેલું છે.

નવા જમાનામા સ્ત્રીઓએ લખવાનું શરૂ કર્યું ત્યારે નિબંધો, નાની વાતો અને કાવ્યો છૂટાંછવાયા તેમને હાથે લખાયેલા જોવામાં આવે છે. ઓગણીસમા સૈકાના અંતભાગમાં સ્ત્રીઓ માટેનુ ખાસ માસિક 'સુંદરીસુબોધ' કેટલાંક વર્ષો સુધી સ્ત્રીઉપયોગી સાહિત્ય પ્રગટ કરતુ ત્યારે સ્ત્રીઓ તરફથી લખાયેલા સાહિત્યનો ફાલ કાંઈક વિશેષ પ્રમાણમાં વિકાસ પામેલો નજરે પડતો ત્યારબાદ સ્ત્રીઓ માટેનાં માસિકો કેટલાંક ચાલુ છે, પરંતુ લખનારી સ્ત્રીઓ મોટા પ્રમાણમા

જણાતી નથી ચાલુ જમાનામા સંખ્યાબંધ સ્ત્રીઓ ઉચ્ચ શિક્ષણ લે છે, છતા તેમની લેખનકૃતિઓ એટલા પ્રમાણમા વિસ્તાર પામેલી દેખાતી નથી અલબત્ત, કેટલાક પ્રતિભાશાળી બહેનોએ ગુજરાતી સાહિત્યમા જે ઉચ્ચ પ્રકારનો ફાળો આપ્યો છે તેમના નામો આગળીને વેઢે ગણાય તેટલા જ છે આ નામાવલિમા ભાવનગરના સુપ્રસિદ્ધ શહેરી, પાછળથી મુબઈમા આવીને વસેલા સર લલ્લુભાઈ શામળદાસની પ્રતિભાશાળી પુત્રી સૌ સુમતિ અગ્રસ્થાને આવે છે

આ બહેનનો જન્મ અમદાવાદમા સને ૧૮૯૦મા થયો હતો ગુર્જર સાહિત્યની વાડીના કેટલાક અણમોલ માળીઓ જે કુટુમ્બે આપ્યા છે તે સ્વ રા બ ભોળાનાથ સારાભાઈની પૌત્રી, સૌ સત્યવતી તે એમના માતા થાય આમ એમના લોહીમા જન્મથી જ સાહિત્યના સસ્કાર પ્રાપ્ત થયેલા સૌ સુમતિ સને ૧૯૧૧મા ટૂકુ જીવન ફક્ત વીસ વર્ષનું—ગાળીને અવસાન પામ્યા જીવનના છેલ્લા ચાર વર્ષ દરમ્યાન એમણે જે કાઈ લખ્યુ છે તે ખરેખર એમની શક્તિ માટે અજાયબી ઉત્પન્ન કરે એવુ અને એટલુ છે એમના લખાણમા કાવ્યો નાટકો ટૂકી નવલકથાઓ અને તેમણે સસ્કૃતમાથી કરેલા ભાષાતરોનો સમાવેશ થાય છે આમ સાહિત્યના બધા અગોમા એમનો પ્રવેશ હતો

સૌ સુમતિના પિતાના કુટુબનુ વાતાવરણ પણ સસ્કારી હોવાથી તેમને નવુ નવુ વાચી તેમાથી જે વિષય તરફ પોતાનું વલણ હોય તે વિષયનું જ્ઞાન મેળવવાની સુભગ તક મળી ને એમની તીવ્ર બુદ્ધિએ એ તક ઝડપી લીધી અને એમના જન્મજન્ય સસ્કારોનો વિકાસ થઈ તેનો લાભ જનસમાજને તેમણે પ્રગટ કરેલા સાહિત્ય દ્વારા મળ્યો

આ સસ્કાર અર્પવામા સ્વ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે શ્રી બેરજી પાદશાહ શ્રી અનતપ્રસાદ વૈષ્ણવ તથા હાલમા નિવૃત્ત થયેલા ભાવનગરના ન્યાયાધીશ શ્રી ભાસ્કરરાવ વિઠ્ઠલદાસનો મુખ્ય ફાળો હતો

એમણે લખેલી ટૂંકી નવલકથાઓ, જે આજના જેવી ટૂંકી વાર્તાઓ નહિ પરંતુ નવલકથાઓ જ છે, તેનાં નામ નીચે મુજબ છે: 'સુરેશ અને યશોધરા' 'શાન્તિદા' 'પરમાર્થની પ્રતિમા અથવા આત્મભોગની પરિસીમા' તથા 'કમળકુમાર,' એ પ્રમાણેની ચાર વાર્તાઓનો સંગ્રહ 'કેટલીક નવલકથાઓ' એ નામથી પ્રસિદ્ધ થયેલો છે.

આ સંગ્રહમાંની વાર્તાઓનું મૂળ વસ્તુ બીજેથી લીધેલું, પણ તે અનુવાદ માત્ર નથી: વસ્તુનું ખોખું માત્ર બહારનું, બાકીનું ઘણું કળાવિધાન લેખિકાનું પોતાનું છે. મૂળ વસ્તુ કોઈમાં કાવ્યસ્વરૂપે હોય તેને કથાનું સ્વરૂપ આપી સંવાદની રચના કરવી, મૂળ વસ્તુ કથામાં હોય તેને નાટકનું સ્વરૂપ આપવું, એમાં પોતાની કલાથી રચવામાં જે ચતુરાઈ દક્ષતા અને રસિકતા જોઈએ તે સર્વ આ લેખિકાની કૃતિઓમાં નજરે પડે છે. એવા બહારના વસ્તુ સિવાય સ્વતઃકલ્પિત રચનાઓ પણ સૌ. સુમતિએ કરેલી છે.

ઉપર જેનો ઉલ્લેખ કર્યો છે તે નવલકથાઓ વાંચતા સમગ્ર રીતે જે છાપ પડે છે તે એક સ્ત્રીના મનોહર લાલિત્યની કૃતિની છે. સરળતા, મધુરતા અને કોમળતા એ આ વાર્તાઓની શૈલીની વિશિષ્ટતા છે. એ વાર્તાઓ કેવળ નિર્દોષ છતાં નાનામોટા સર્વને પ્રસન્ન કરે તેવી છે. પાત્રોના ચારિત્ર્યમા લેખિકાએ પોતાનુ પુષ્કળ ઉમેર્યું છે. જે ભાવો અને લાગણીઓ એમને પોતાને પ્રિય તે વધારે સચોટતાથી વર્ણવ્યાં છે. આ રીતે લેખિકાનું આત્મપ્રતિબિંબ તેમાં એમને ઓળખનારાં તો વિના પ્રયાસે જોઈ શકે તેમ છે. સૌ. સુમતિની પ્રભુપરાયણતા, તેનો શ્રદ્ધામય ભક્તિભાવ જેમણે એમની અન્ય કૃતિઓમાં જોયેલાં હશે તેમને અથવા જેઓ એમને જાતે ઓળખવાનું સુભાગ્ય પ્રાપ્ત કરી શક્યાં હશે તેમને સહજ સમજાશે.

સૌ. સુમતિએ લખેલા અન્ય પુસ્તકોમાં 'શ્રીગુણરત્નકોશ' નામે એક સંસ્કૃત પુસ્તિકાનો અનુવાદ છે, તે પણ આપણે અત્યારે જોઈએ.

આ પુસ્તિકા લખવાની પ્રેરણા શ્રીરામાનુજ સંપ્રદાયના ગુજરાતી ભક્તકવિ શ્રી અનંતપ્રસાદ વૈષ્ણવની સાથેના એમના સહવાસથી થયેલી એ પુસ્તિકા સંસ્કૃત સ્તોત્રરૂપે છે અને તેના મૂળ લેખક દક્ષિણ પ્રાન્તના એક જાણીતા રામાનુજસંપ્રદાયી લેખક શ્રીમાન પરાશર ભટ્ટાર્ય નામના આચાર્ય હતા શ્રીરામાનુજાચાર્યના તે એક પ્રિય ધર્મપુત્ર હતા અને નાનપણથી જ પંડિતો સાથે તેઓ વિવાદમાં ઊતરવાની અદ્ભુત શક્તિ ધરાવતા હતા એમના આ સ્તોત્રોનું સરળ ભાષાન્તર સંક્ષેપમાં જ લેખિકાએ કર્યું છે અને તેમાં માત્ર તે ધાર્મિક નહિ પરંતુ નીતિ-રીતિનો અને વ્યાવહારિક સાધનોનો પણ સમાવેશ થાય છે સંસ્કૃતના અભ્યાસમાં લેખિકાને એમના કાકાના પુત્ર શ્રી. ભાસ્કરરાવ મહેતાએ ખૂબ પ્રોત્સાહન આપીને ઘરે જ શિક્ષણ આપેલું

આ ઉપરાંત લેખિકાએ રચેલા બે નાટકોનો ઉલ્લેખ આ સ્થળે કરવો ઉચિત છે એ બે નાટકો 'અરવિન્દકુમાર' અને 'મધુરી' એ નામે પ્રગટ થયેલા છે. તેમાંનુ 'મધુરી' એ સ્વ શ્રી નાનાલાલ કવિના સુપ્રસિદ્ધ નાટક 'જયાજયંત'ના વસ્તુને મળતું છે અને 'અરવિન્દ-કુમાર'ની રચના અંગ્રેજી વસ્તુના આધારે થયેલી છે આ નાટકો સંબંધી લેખિકાએ પોતે જ ઉચ્ચારેલા શબ્દો અત્રે ટાંકવા ઉચિત લેખાશે

'ઘણાંઘણાં અંગ્રેજી નાટકો વાંચ્યા પછી અને બેત્રણ અંગ્રેજી નાટક કંપની ના નાટકો મુંબઈમાં ભજવાતા જોયા પછી આવી જાતના નાટક લખવા વિચાર થયો સામાન્ય બોલવા ચાલવાની ઢબછબ ફેરવી નાટકી રીતિથી તેમજ મુખ્ય કરી ગાયન દ્વારા જ નાટકોમાં ચાલતી વાતો કહેવું એ મને અરુચિકર લાગવાથી સ્વાભાવિક રીતિને પ્રકાશમાં આણવા ઇચ્છા થઈ અને તેથી જ નાટકને સામાન્ય વાતચીતરૂપ બનાવી માત્ર દરેક પ્રવેશના આરંભમાં અને અંતમાં એકેકો છંદ મૂક્યો છે ગાનસ્વર કર્ણેન્દ્રિય વિશેષ આકર્ષે છે, તેથી એના થી પ્રારંભ થવુ વાચન વાંચવાની રુચિ એ ગાન રણકારથી હૃદયમાં કરાવે અને અંતમાં પણ એ રણકારથી પ્રવેશની પૂરતી થાય એમ તે અન્ય વેળા બીજો પ્રવેશ વાચકનું હૃદય આકર્ષે'

સૌ. સુમતિએ આજથી ચાળીસ વર્ષ પૂર્વે ઉચ્ચારેલો આ મત આજના અવેતન રંગભૂમિના કલાકારોએ મહદંશે સ્વીકાર્યો છે; એ રંગભૂમિના ભાવિ માટે શુભ ચિહ્ન છે.

લેખિકાએ કાવ્યક્ષેત્રમાં પણ ટૂંક સમયમાં ખૂબ જ વિવિધતામય કૃતિઓ દ્વારા પ્રવેશ કર્યો છે. 'પ્રભુપ્રમાદી' એ નામનો એક નાનકડો કાવ્યસંગ્રહ વાંચતાં એમની ઈશ્વરપરાયણતાનો વાચનારને સાક્ષાત્કાર થાય છે. આ કાવ્ય શરૂઆતનાં હોઈ તેમાં અસામાન્યતા નથી. તેમનાં બીજાં કાવ્યોનો સંગ્રહ 'હૃદયઝરણાં' નામે એમના અવસાન બાદ પ્રસિદ્ધ થયો છે અને એની વિસ્તૃત પ્રસ્તાવના સ્વ. સાક્ષરશ્રી નરસિંહરાવે લખેલી છે. તે પ્રસ્તાવનામા આ કાવ્યોનું ઝીણવટભર્યું વિવેચન તથા તેના ગુણદોષનું યથોચિત નિરૂપણ કરેલું છે. તેમણે એ કાવ્યોને ચાર વિભાગમાં વહેંચેલા છેઃ ભાષાંતરો, અનુકરણો, સંયોજિત કાવ્યો તથા મૌલિક કાવ્યો. અનુકરણો તો લગભગ ભાષાંતરોમાં ભેળવી દેવાય તેવા જ છે. મૌલિક કાવ્યો કરતા પણ સંયોજિત કાવ્યોમાં લેખિકાની કલા શ્રેષ્ઠ રીતે ખીલી છે. એ સંયોજિત કાવ્યો તેમજ અન્ય કાવ્યોમા મુખ્યત્વે રોબર્ટ બ્રાઉનિંગ તથા મિસિસ બ્રાઉનિંગ, વર્ડ્સવર્થ, ટેનિસન, શેલી, સાઉધી તથા અન્ય અંગ્રેજ મહાકવિઓની કૃતિઓ ગુજરાતીમા એનુ અસલ માધુર્ય જાળવીને ઉતારવામાં સૌ. સુમતિએ સફળતા મેળવી છે.

'રાજકન્યા અને ભરથરી' એ મથાળાની એક વાર્તા 'વસન્ત'મા પ્રગટ થયેલી અને તે રિચર્ડ લે ગેલિન નામના પાશ્ચાત્ય લેખકની હાર્પર્સ મેગેઝીનમા 'ધ સ્ટોલન મિરર' નામની વાર્તાના ભાષાંતરરૂપે હતી, આ વાર્તા ઉપરથી સૌ. સુમતિએ 'પ્રભુની પ્રતિમા' એ નામે કાવ્યકથા રચી. આ કાવ્યના સંયોજનમા લેખિકાએ કેટલાક ફેરફાર કરવાની છૂટ લીધી છે. સાક્ષરશ્રી નરસિંહરાવના શબ્દોમા કહીએ તો "આ ફેરફાર કલાવિધાનના તત્ત્વો માગી લે એવા ફેરફાર છે. (લેખિકાએ)

માટે ક્રમ તજી કલાવિધાનને અનુરૂપ ક્રમભંગ કરી તેમાંથી અ
ધારણ કલ્પનાયુક્ત બોધ દર્શાવ્યો છે. આ અંશ મૂળ કરતાં ન
ઉમેરેલા કાવ્યમાં સૌન્દર્ય વધારે છે. ત્રીજા આલેખનમાં પણ
(બીજા પ્રકારનો પણ સુંદર ક્રમભંગ કર્યો છે) અને તે પણ સુરુ
યુક્ત છે. પ્રબળ કલ્પનાબળની આ અપૂર્વ અને નવીન યોજ
આ કાવ્યમાં સર્વથા અભિનન્દનીય છે.' આ સંયોજનો કોઈ
સિદ્ધહસ્ત લેખકને જેબ આપે એવાં છે, એ મારા અભિપ્રાયને
શ્રી. નરસિંહરાવનાં ઉપરનાં વચનોથી પુષ્ટિ મળે છે. સ્વ. નરસિંહ
જેવા દુરારાધ્ય અને સમર્થ વિદ્વાન વિવેચકની પ્રશંસા પામના
કૃતિઓની ખૂબી સ્વતઃસિદ્ધ છે.

આપણા પ્રાંતના સાહિત્યના દુર્ભાગ્યે સૌ. સુમતિનું જીવન ઘ
જ ટૂંકું હતું અને એ ટૂંકા જીવનનાં છેલ્લા ચાર વર્ષના અરસા
એમની આખી ય સાહિત્યપ્રવૃત્તિ પ્રગટી અને ખીલી. એમનું જી
લંબાયું હોત તો એમના જ્ઞાનની પરિપક્વતા વધત અને કદાચ વધ
પુસ્તકોની પ્રસાદી પણ મળત.

ગુજરાતી સાહિત્યમાં સૌ. સુમતિનું સ્થાન શું છે એ
આપણે જોઈ ગયાં, પરંતુ ગુર્જર સ્ત્રી-સાહિત્યમાં તો એથી પ
વિશેષ ઊંચા પદનાં એ અધિકારિણી છે.

સૌ. સુમતિએ લખેલાં અનેક કાવ્યોમાંથી જે કાવ્ય કયાર
છે તેમાં જુદાજુદા છંદની રચના કરવાથી તે વધુ મનોરમ્ય અ
કર્ણપ્રિય બન્યાં છે. આખું કાવ્ય એક જ છંદમાં હોય તો તે કંટાળ
ભરેલું અને નીરસ થઇ જવાનો સંભવ છે; એટલે આ પ્રકાર
રચના સર્વથા ઇષ્ટ છે એમ સૌ કોઈ સ્વીકારશે.

એ લેખિકાએ માત્ર ચાર વર્ષના ગાળામા અને એના આટલ
ટૂંકા જીવનમાં જે સાહિત્યસર્જન આપણને આપ્યુ છે, તે ઉપરથ
અને એમ લાગે છે કે નિરુપયોગી વાળી જિંદગી ગાળવી અથવ

ીસ વરસના ટૂંકા જીવનમાં આવું અને આટલું લખીને મૃત્યુવશ થયું, એ બેમાં પસંદગી કરવાની હોય તો છેલ્લું જ સર્વ કોઇ પસંદ કરે.

હવે સૌ. સુમતિએ લખેલાં કાવ્યોમાંથી થોડાક નમૂના આપી ા વિવરણ સમાપ્ત કરીશું:

બ્રાઉનિંગના કાવ્યનું ભાષાંતર

**પૃથ્વીપતિ રાજન અને દિવ્ય મેષપાલ બાલક**

શાર્દૂલ

નિદ્રામાં પ્રભુ દીધું પ્રીત કરી ને સ્વપ્નું અતિ દિવ્ય ને,
ખે તે પ્રભુને ઊભા સમીપમાં, દૈવી શુચિ દેહ છે;
રે કાંઇ પ્રીતે મધુર સ્વરથી, એ તાત એ બાળને
ર્યે તે સુણતો નીચા વદનથી, જે પ્રેરણા થાય છે.

હરિગીત

ે દિવ્ય સુખદા અનુભવે ભંગાણ કોએ પાડિયું,
ા ધીમીં ચાલે બાળને જાગ્રત કરવા આવિયું;
વપ્નું અપૂર્ણ રહ્યું અને એ બાળ ઝબકીને ઊઠ્યો,
એ ભાઇ શાને કાજ મુજને આમ તેં ભડકાવિયો?'

**સંધ્યા-પ્રકાશ**

શાર્દૂલ

સામેથી ઘનયૂથ આવતુ દીસે કેવી ત્વરાએ અહા'
ોત્કણ્ઠા વધી કેમ એ દળ તણી, છે કોની એને સ્પૃહા?
રે! રે! યુદ્ધ થયુ કંઇ ઘન મહીં, સર્વે ગયા વીખરી,
મધ્યેથી નીકળ્યો શશી ઝળકતો ધીમી ગતિ આદરી.

**પ્રભુની પ્રતિમા**

વસંતતિલકા

નિર્દોષતા મહીં રહ્યા સઘળા ગુણો જો,
જો શુદ્ધતા થકી અને વળી શત્રુ મિત્રો,

સાદો ક્રમ તજી કલાવિધાનને અનુરૂપ ક્રમભંગ કરી તેમાંથી અ
ધારણ કલ્પનાયુક્ત બોધ દર્શાવ્યો છે. આ અંશ મૂળ કરતાં ન
ઉમેરેલા કાવ્યમાં સૌન્દર્ય વધારે છે. ત્રીજા આલેખનમાં પણ
(બીજા પ્રકારનો પણ સુંદર ક્રમભંગ કર્યો છે) અને તે પણ સુરુ
યુક્ત છે. પ્રબળ કલ્પનાબળની આ અપૂર્વ અને નવીન યોજ
આ કાવ્યમાં સર્વથા અભિનન્દનીય છે.' આ સંયોજનો કોઈ
સિદ્ધહસ્ત લેખકને જેબ આપે એવાં છે, એ મારા અભિપ્રાયને
શ્રી. નરસિંહરાવનાં ઉપરનાં વચનોથી પુષ્ટિ મળે છે. સ્વ. નરસિંહ
જેવા દુરારાધ્ય અને સમર્થ વિદ્વાન વિવેચકની પ્રશંસા પામનાર
કૃતિઓની ખૂબી સ્વતઃસિદ્ધ છે.

આપણા પ્રાંતના સાહિત્યના દુર્ભાગ્યે સૌ. સુમતિનું જીવન
જ ટૂંકું હતું અને એ ટૂંકા જીવનનાં છેલ્લાં ચાર વર્ષના અરસા
એમની આખી ય સાહિત્યપ્રવૃત્તિ પ્રગટી અને ખીલી. એમનું જી
લંબાયું હોત તો એમના જ્ઞાનની પરિપક્વતા વધત અને કદાચ વધ
પુસ્તકોની પ્રસાદી પણ મળત.

ગુજરાતી સાહિત્યમાં સૌ. સુમતિનું સ્થાન ઊંચું છે એ
આપણે જોઈ ગયાં, પરંતુ ગુર્જર સ્ત્રી-સાહિત્યમાં તો એથી પ
વિશેષ ઊંચા પદનાં એ અધિકારિણી છે.

સૌ. સુમતિએ લખેલા અનેક કાવ્યોમાંથી જે કાવ્ય કયાર
છે તેમાં જુદાજુદા છંદની રચના કરવાથી તે વધુ મનોરમ્ય અ
કર્ણપ્રિય બન્યા છે. આખું કાવ્ય એક જ છંદમાં હોય તો તે કંટાળા
ભરેલું અને નીરસ થઈ જવાનો સંભવ છે; એટલે આ પ્રકારન
રચના સર્વથા ઇષ્ટ છે એમ સૌ કોઈ સ્વીકારશે

એ લેખિકાએ માત્ર ચાર વર્ષના ગાળામાં અને એના આટલ
ટૂંકા જીવનમાં જે સાહિત્યસર્જન આપણને આપ્યું છે, તે ઉપરથી
અને એમ લાગે છે કે નિરુપયોગી લાંબી જિંદગી ગાળવી અથવ

કરી સારા હોદ્દા મળતા છતાં એ સરળ જનતહિતનો ત્યાગ કરી
ણે આત્મભોગનો માર્ગ ગ્રહણ કર્યો.

પ્રથમ તેમણે 'કેસરી' પત્ર કાઢ્યું અને તે અત્યંત લોકપ્રિય બન્યું.
ગરકર અને તિલક બંને ૧૮૫૬ની સાલમાં જન્મેલા. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય
(જેને બળવો કહેવામાં આવે છે)ના વાતાવરણમાં તેમનું બાળપણ
હું. મનોવૃત્તિઓ અને અભિલાષાઓ એ જ વિચારપ્રવાહમાં ઓત-
ત થયેલાં. પરંતુ થોડાં વર્ષો પછી Age of Consent—સંમતિવયનો—
રો થયો ત્યારે તિલક તેની વિરુદ્ધ પડયા અને ત્યારથી બે મિત્રો
ચે વૈમનસ્ય શરૂ થયું. તિલક જૂના વિચારના સમર્થક અને અગરકર
ાગ્રહ વિચાર ધારણ કરતા થયા. છતાં બંનેના જીવનનો મંત્ર સ્વાર્થ-
ગ અને દેશસેવા હતો, જે આમરણાંત બન્નેએ પાળ્યો.

અગરકર મરાઠી ભાષાના શ્રેષ્ઠ લેખક હતા. 'કેસરી'ના તંત્રીપદને
ણે શોભાવેલું. જાહેરજીવનની તેમની નિખાલસતા અને સ્વાર્થરહિત
ાઓ તેમના પ્રતિપક્ષીઓને સ્વીકારવાં પડતાં. શિક્ષણશાસ્ત્રમાં તેઓ
શા હતા.

અંગ્રેજી અમલના પરિણામરૂપે બનેલી હિંદની દરિદ્રતાનું પ્રથમ
ન મરાઠી જનતાને તેઓએ કરાવ્યું. સરકારની સખત ઝાટકણી
ું આ સંબંધે તેમણે કાઢી હતી.

દેશની રાજકીય પ્રવૃત્તિ તરફ અગરકર બેદરકાર હતા એવી ખોટી
ન્યતા પ્રચલિત છે. સંસારસુધારાને તેઓ રાજકીય ધ્યેય પ્રાપ્ત કરવાના
રૂરી સાધન તરીકે ગણતા. તે સ્વાતંત્ર્યના પૂરા હિમાયતી હતા,
તા સ્વાતંત્ર્ય ગુમાવવામાં કારણભૂત બનેલાં સામાજિક અનિષ્ટોનું
ારણ તેમને વધારે આવશ્યક જણાતું. સમાજના સડા દૂર કરવાનો
મનો અતિ આગ્રહ હતો. તે જમાનામાં તેમના અભિપ્રાયો જુનવાણી
નતાને ગળે ઊતરવા મુશ્કેલ હતા. અસ્પૃશ્યતા તેમજ જ્ઞાતિઓનો
શ થવો જોઈએ એ તેમણે સાઠ વર્ષ પૂર્વે જાહેર કર્યું હતું. ઓજાતિના

ને જો પ્રભા સજીવ ઉપર આ પડે છે,
તો સત્ય જીવ સુધી તે નવ પ્હોંચશે કે?

હરિગીત

એ વિમળતા નિર્દોષતા નક્કી કરે દૈવી કૃતિ;
ને મધુર સ્વરનું ગાન પણ દે મદદ કાર્ય મહીં અતિ.
ચેતન ઉપર યદિ અસર ભિક્ષુક, એકથી આવી કરે,
તવ પરમ ચેતન સુધી તો તે કોઈ નહિ પ્હોંચી શકે.

અખંડઆનંદ : ઑગસ્ટ, ૧૯૫૦ : પૃ. ૨૩-૨૬]

## મહારાષ્ટ્રના અગ્રણી સુધારક ગોપાલ ગણેશ અગ

આજથી પચાસ વર્ષ ઉપર જૂન માસની ૧૭મી તારીખે ગ
આગલી સુધારક, ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલ અ
'સુધારક' પત્રના તંત્રી થી. અગરકર ઓગણચાળીશ વર્ષનીભરજુ
ઉંમરે સ્વર્ગવાસી થયા

આજ મહારાષ્ટ્રમાં અતિલોકપ્રિય ગણાતા 'કેસરી' પત્રના તે
આદ્ય તંત્રી હતા. પૂનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ તથા દક્ષિણ એજ્યુકે
સોસાયટીના તેઓ સ્થાપક હતા. એ સોસાયટીએ ૧૮૮૫ના આરંભમાં
ફર્ગ્યુસન કૉલેજ શરૂ કરી. અગરકર ગરીબ સ્થિતિના હોઈ અભ્યા
કરવાની ઘણી જ મુશ્કેલીમાં દખ્ખણ કૉલેજમાં તેઓ બી.એ થયા અ
ત્યારબાદ એમ. એ.ની પદવી મેળવી. 'દખ્ખણ કૉલેજમાં જ્યારે તે
કેલો તરીકે એમ.એ.નો અભ્યાસ કરતા હતા તે જ સમયે લો. બા
ગંગાધર તિલક પણ ત્યાં જ તેમના મદદાર્થકની તરીકે કાયદાને
અભ્યાસ કરતા હતા. આ બે યુવાો વચ્ચે મૈત્રી જામી અને તેઓ
દેશસેવામાં જીવન અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. તે જમાનામાં સુશિક્ષિ

સમાજસુધારણાનો માર્ગ ઇષ્ટ હતો. સમાજસુધારણા જ સ્વાતંત્ર્યની પુનઃ પ્રાપ્તિ કરાવવામાં સહાયભૂત થશે એમ તેઓ નિઃસંશય માનતા. આંતર સુધારણા, સ્વબંધુઓને સ્વતંત્રતાની જરૂર અને ત્યારબાદ દેશમાં સ્વતંત્રતાની ઝુંબેશ એ ક્રમ તેઓ સ્વીકારતા. દેશનેતાઓએ પોતે જે માનતા હોય તે સ્પષ્ટ પ્રકટ કરવું જોઈએ, નહિ કે પ્રજાને પસંદ પડે તેવા મત દર્શાવવા, આ તેમને મન નેતૃત્વની ભાવના હતી, 'સુધારક' પત્રની આ નીતિ હતી.

અગરકર દૃઢ રાષ્ટ્રવાદી હતા. દેશ વહેલામાં વહેલો ક્યારે મુક્ત થાય એ તેમના મનની ભાવના હતી. સામાજિક દુર્દશા દૂર થાય તો જ એ ધ્યેયને પહોંચાય એમ તેમણે ઠેકઠેકાણે દર્શાવ્યું હતું. અન્યાયી રૂઢિઓ દૂર કરવી, દયાર્દ્રતાનો ગુણ ખીલવવો, દરિદ્રોને દલિતોનો ઉદ્ધાર કરવો, એ અતિ આવશ્યક તેમણે માન્યું હતું.

સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણની તેમની ભાવનાએ ગોખલેને પ્રેરણા આપી હતી. ગોખલે અગરકરના સહાધ્યાયી અને 'સુધારક' પત્રના તંત્રમાં હતા.

ધર્મનાં ધતિંગો તેમને અપ્રિય હતાં. શુદ્ધ અંતઃકરણ એ જ સત્ય છે એમ તેમનો મત હતો. સંમતિવયના કાયદાને ટેકો આપવામાં તેમની એ માન્યતા હતી કે અસહાય બાળાઓને કાચી વયમાં સંસારમાં નાખવી એ તેમના પર જુલમ છે, અન્યાય છે.

આજ સમય બદલાયો છે. તે જમાનામાં કન્યાઓ શાળામાં પણ જઈ શકતી નહિ; અત્યારે સેંકડો યુવતિઓ કૉલેજોમાં અભ્યાસ કરે છે; વિધવાઓ ઇચ્છે તો પુનર્લગ્ન કરી શકે છે; લગ્ન કરવાની ઉંમર વધી છે. જે મત તેમણે પચાસ વર્ષ પર પ્રદર્શિત કર્યા હતા તે આજે સર્વમાન્ય થયા છે.

તેમના જેવા સ્વાર્થત્યાગની આપણે હજી જરૂર છે. સેવાની ભાવના જ્વલંત રાખવી જરૂરી છે. તેમના બુદ્ધિવાદને જડવાદ સાથે ભેળવવાની

સમાન હક–શહેરીના હક–તેમજ તેમને માનવતાનો અધિકાર આપવો એવું દઢ મંતવ્ય તેમનું હતું આજ આ મર્દની અનિવાર્યતા–રાજકીય દષ્ટિએ પણ–સર્વ દેશહિતેચ્છુઓ સ્વીકારે છે સાર્વત્રિક શિક્ષણ, સ્વદેશી, હિંદનું ઉદ્યોગીકરણ એ તેમને અગત્યનું સમજાઈ ગયુ હતું દેશ કોઈ દર્દથી ગ્રસ્ત થયો છે અને ગમે તે ભોગે પણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવુ એવુ તેમણે જણાવ્યુ હતુ તેઓ બુદ્ધિવાદ (Rationalism)ના પ્રતિપાદક હતા. તે જમાનાના અન્ય સુધારકો પેઠે શાસ્ત્રોના ટેકાની તેમને જરૂર જણાતી ન હતી, છતા તે જડવાદી ન હોતા અન્યાય, અપ્રામાણિકતા અને નૈતિક અધોગતિ માટે તેમને તિરસ્કાર હતો આ માટે શાસ્ત્રો શુ કહે છે તેની તેઓ પરવા કરતા નહિ બુદ્ધિ અને ન્યાયવૃત્તિને અયોગ્ય લાગે તે સર્વથા ત્યાજ્ય છે, એ તેમનો મત હતો શ્રી મહાદેવ ગોવિંદ રાનડેથી આ બાબતમા–એટલે–શાસ્ત્રોના ટેકામા–તેઓ જુદા પડતા. એક વસ્તુ કરવા યોગ્ય હોય તે દર્શાવવી અને પાર ઉતારવી, શક્ય એટલા પ્રયત્નો કરવા, એવો તેમનો આગ્રહ હતો

પોતાના અભ્યાસ દરમ્યાન જે અનુભવો થયા તે પરથી તેમની ખાતરી થઈ હતી કે સમાજમા કેવા સડા પ્રવર્તે છે, ધર્મને બહાને કેવા અન્યાય તથા નિર્દયતા પ્રવર્તી રહ્યા છે, જ્ઞાતિઓના ભેદને લઈને પ્રજામા કેટલો ભેદભાવ, છિન્નભિન્નતા અને વિરોધ ચાલી રહ્યા છે, પ્રજાનો મોટો ભાગ અજ્ઞાનમા ડૂબેલો છે અને સ્ત્રીજાતિની અવગણના થઈ તે ગુલામી દશામા છે, આ બાબતોનો કડવો અનુભવ તેમને થઈ ગયો હતો દેશમા વહેમોનું પ્રાબલ્ય, ઉદ્યમનો અભાવ, આળસ ચોતરફ જણાતા હતા, પ્રાચીન આર્યત્વ અને આર્ય સંસ્કૃતિને તિલાંજલિ અપાઈ પ્રજાને અવનતિને માર્ગે લઈ જનાર પ્રથાઓ વ્યાપી ગઈ હતી, જેને પરિણામે હિંદ પરદેશી હુમલાઓનો ભોગ બની ગુલામી પ્રજા બન્યુ હતું દેશના સ્વાતંત્ર્યની અગત્ય માટે તેમને કદી પણ શકા નહોતી, પરતુ એ સ્વાતંત્ર્ય કેમ ગુમાવ્યુ અને કેમ પાછુ મેળવાય તે સંબધે તેમના મતે

સમાજસુધારણાનો માર્ગ ઇષ્ટ હતો સમાજસુધારણા જ સ્વાતંત્ર્યની પુન પ્રાપ્તિ કરાવવામા સહાયભૂત થશે એમ તેઓ નિ સંશય માનતા. આંતર સુધારણા, સ્વબંધુઓને સ્વતંત્રતાની જરૂર અને ત્યારબાદ દેશમા સ્વતંત્રતાની ઝુમેશ એ ક્રમ તેઓ સ્વીકારતા. દેશનેતાઓએ પોતે જે માનતા હોય તે સ્પષ્ટ પ્રકટ કરવુ જોઈએ, નહિ કે પ્રજાને પસંદ પડે તેવા મત દર્શાવવા, આ તેમને મન નેતૃત્વની ભાવના હતી, 'સુધારક' પત્રની આ નીતિ હતી.

અગરકર દૃઢ રાષ્ટ્રવાદી હતા દેશ વહેલામાં વહેલો કયારે મુક્ત થાય એ તેમના મનની ભાવના હતી. સામાજિક દુર્દશા દૂર થાય તો જ એ ધ્યેયને પહોચાય એમ તેમણે ઠોકી ઠોકીને દર્શાવ્યુ હતું અન્યાયી રૂઢિઓ દૂર કરવી, દયાર્દ્રતાનો ગુણ ખીલવવો, દરિદ્રોને દલિતોનો ઉદ્ધાર કરવો, એ અતિ આવશ્યક તેમણે માન્યુ હતું.

સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણની તેમની ભાવનાએ ગોખલેને પ્રેરણા આપી હતી. ગોખલે અગરકરના સહાધ્યાયી અને 'સુધારક' પત્રના તંત્રમા હતા

ધર્મના ધતિંગો તેમને અપ્રિય હતા શુદ્ધ અંતઃકરણ એ જ સત્ય છે એમ તેમનો મત હતો સંમતિવયના કાયદાને ટેકો આપવામાં તેમની એ માન્યતા હતી કે અસહાય બાળાઓને કાચી વયમા સંસારમા નાખવી એ તેમના પર જુલમ છે, અન્યાય છે.

આજ સમય બદલાયો છે. તે જમાનામા કન્યાઓ શાળામા પણ જઇ શકતી નહિ, અત્યારે સેંકડો યુવતિઓ કોલેજોમા અભ્યાસ કરે છે, વિધવાઓ ઇચ્છે તો પુનર્લગ્ન કરી શકે છે, લગ્ન કરવાની ઉમર વધી છે. જે મત તેમણે પચાસ વર્ષ પર પ્રદર્શિત કર્યા હતા તે આજે સર્વ માન્ય થયા છે

તેમના જેવા સ્વાર્થત્યાગની આપણે હજી જરૂર છે. સેવાની ભાવના જવલંત રાખવી જરૂરી છે તેમના બુદ્ધિવાદને જડવાદ સાથે ભેળવવાની

ભૂલ આપણે કરવી ના જોઈએ. તેમની સત્યનિષ્ઠા એટલી પ્રબળ હતી કે ભલે સારુ જગત તેમની વિરુદ્ધ હોય તોપણ પોતે સ્વીકારેલા માર્ગને આગ્રહપૂર્વક વળગી રહેવું લોકમતની અવગણના કરવી એવુ તેમને નહોતું, પણ ગમે તે ભોગે જનસમૂહની વાહવાહ મેળવવાની તેમને ઉત્સુકતા નહોતી લોકોમા અપ્રિય થવાય તો તેની તેમને દરકાર નહોતી

ઓગણચાળીસ વર્ષના ટૂંકા જીવનમા તેમણે ઘણાં કષ્ટો વેઠયા હતા શરૂઆતમા અભ્યાસની મુસ્કેલીઓ હતી ત્યારપછી પણ ગરીબાઈનું જીવન તેમણે પસંદ કર્યું હતું સત્યને તેમણે અતિ પ્રાધાન્ય આપેલું અને તે પાળવા વિનામ્રોચે તે તત્પર રહેતા હતા પશ્ચિમનું સર્વકાંઈ અત્રે દાખલ કરવુ એવુ બિલકુલ તેઓ માનતા નહિ, પરતુ દેશની સારી ભાવનાઓ સચેત રાખવી એ તેમનુ ધ્યેય હતું તેમના હૃદયના ઉત્તમ ગુણો જોતા તેમને મહારાષ્ટ્રના મહાન સતો તુકારામ, જ્ઞાનદેવ એમની કક્ષામા મૂકી શકાય પોતાનો દેશ કેમ મહાન પદ પામે એ એમની અભિલાષા હતી સત્યના અનુસરણ માટે તેઓ દઢ આગ્રહી હતા તેમની શુભનિષ્ઠા આપણને પ્રેરે એ ઇચ્છીશુ બુદ્ધિને પ્રાધાન્ય આપનાર છતા જડતાને દૂર રાખનાર આ પ્રતિભાસંપન્ન, દેશપ્રેમી ઉન્નતાત્માને આપણા અનેક વંદન છે

'જ્યોતિર્ધર'—તા ૨૭મી, જૂન, ૧૯૪૫]

## યશોદાબાઈ ઠાકુર

આજથી આઠ વર્ષ ઉપરની લગભગ વાત છે. મહાનગરમા ટ્રેનિંગ કૉલેજમા તેની થોડાક વર્ષ પૂર્વે શહેરીઓની માગણી પરથી કન્યાઓને અંગ્રેજી શીખવવાના વર્ગો શરૂ કરવામા આવ્યા હતા. કૉલેજની સુપરિન્ટેન્ડન્ટ યુરોપિયન જ હોય, તેના હાથ નીચે એક બે આસિસ્ટંટ શિક્ષિકાઓ પણ અંગ્રેજ જ, એ સાધનસામગ્રી તૈયાર

હતી, એટલે અંગ્રેજી શીખનાર માટે એક બે ખંડ સિવાય બીજી કોઈ ગોઠવણ કરવાની નહોતી. કેટલીક પારસી વિદ્યાર્થિનીઓ અને જૂજ હિંદુ કન્યાઓએ ત્યાં ભણવાનું શરૂ કર્યું હતું. અંગ્રેજ બાઈઓને ટ્રેનિંગ કૉલેજ માટે મૂળ રોકેલાં એટલે તેમને ફરજિયાત ગુજરાતી શીખી પરીક્ષા આપવી પડતી. આ બહેનો અંગ્રેજી શીખવે, શીવણ ભરત અને ચિત્રકામ શીખવે. ગણિત ગુજરાતી ભૂગોળ વગેરે કૉલેજના વર્ગો સાથે શીખવાનું હતું અને ૧૮૮૭માં રા. બા. મગનભાઈ કન્યાશાળામાંથી છઠ્ઠું ધોરણ પસાર કરી હું ત્યાં દાખલ થઈ હતી મારી સાથે મારાં સગાંના એક બહેન પણ હતાં, ચાર પાંચ પારસી બહેનો હતી. પારસી બહેનો અભ્યાસમાં આગળ વધેલી અને અમે નવાંસવાં એટલે નવા નિશાળિયાને બને છે તેમ ઠઠ્ઠા મશ્કરીનો વિષય બની ગયાં હતાં. અંગ્રેજી પહેલા ધોરણમાં ત્યારબાદ બાર પંદર સર્વ કોમની બહેનો દાખલ થઈ અને અમારી મૂંઝવણ ટળી ઉપરી મડમોનો સદ્‌ભાવ પણ અતિશય હતો ને તેને લીધે જ ટકી રહેવાયું

આમ શીખવાનું ગાડું ચાર પાંચ વરસ ચાલ્યું તેવામાં અમારા લેડી સુપરિન્ટેન્ડન્ટના પતિ મિ. મેકાશી કરીને હતા, જેઓ મિશન હાઈસ્કૂલના પ્રિન્સિપાલ હતા, તેમના મનમાં વિચાર આવ્યો કે અંગ્રેજી વર્ગોમાં ભણતી છોકરીઓને ભૂમિતિ અને બીજગણિત પોતે શીખવે. અમે તે ખુશીથી સ્વીકાર્યું a=૧, b=૨, c=૩ વગેરે શરૂઆતમાં શીખી અમે ખુશી ખુશી થઈ ગયાં અને આમાં શું મોટું શીખવાનું છે એમ લાગ્યું, પરંતુ આગળ જતાં બરોબર કોઈ રકમ ન આવી ને ગણવાનું આવ્યું ત્યારે જરા વસમું લાગ્યું. ભૂમિતિ હવામાં લીટીઓ દોરી શીખવે પછી જ પાટિયા પર, આથી આ મગજમાં સચોટ બેસી ગઈ.

આમ બે ધોરણ પાંચ અને છ અંગ્રેજીમાં થોડીઘણી આ વિષયોમાં પ્રગતિ કરી. છઠ્ઠા ધોરણમાં આવ્યાં ને અમારા સુપરિન્ટેન્ડન્ટને લોભ થયો કે આ વિદ્યાર્થિનીઓને મેટ્રિકની પરીક્ષા માટે તૈયાર કરી

હોય તો કેમ અને તે પણ છઠ્ઠા ધોરણમાંથી જ. ગણિતની તો શરૂઆત હતી, ઇતિહાસ ભૂગોળ ગુજરાતીમાં ભણીએ, સેકન્ડ લૅંગ્વેજનું નામ નિશાન નહિ, પણ બાઈ આગ્રહી ને ઇતિહાસ ભૂગોળ જાતે અંગ્રેજીમાં શીખવવા મંડયા હિંદનો ઇતિહાસ શીખેલા, ઈંગ્લાંડનો નવેસરથી, આમ ઉપરથી ભાર આવવા લાગ્યો. સેકન્ડ લૅંગ્વેજ માટે ગુજરાતી વર્ગોમાં જોરદાર અભ્યાસ ચલાવ્યો, પરંતુ એના જવાબો પણ અંગ્રેજીમાં આપવાના. પરીક્ષાને ચારેક મહિના બાકી હતા અમારા કુટુંબીઓએ ભેગા થઈ ખાનગી ટ્યુટરો–શિક્ષકો બારે પગારથી રોકયા શાળામાં તે બધા અમને શીખવે. અમે ત્રણ ઉમેદવારો હતા વળી વિજ્ઞાન પણ નવેસરથી શીખવાનું તે માટે અમારા મિત્ર અને પ્રાર્થના સમાજના મંત્રી શ્રી મથુરા ગોપાળ પંડિત વહારે ધાયા તેઓ યશોદાબાઇ ઠાકુરના પિતા થાય. અને અમને કાંઈ પણ વેતન લીધા વગર આ વિષયોનું શિક્ષણ આપવા માંડયુ કેમિસ્ટ્રી માટે બીજા શિક્ષક રોકેલા, ઍસ્ટ્રોનોમી મિકેનિક્સ પોતે શીખવે આ રીતે યશોદાબાઇ ઠાકુરનું પ્રથમ ઓળખાણ થયું ધમધોકાર ટ્યુશનો છ માસ શિક્ષકોનું ઝુંડ અમને આપવા લાગ્યું. વચ્ચે વળી શાળાની પરીક્ષા આવી તે સુપરિન્ટેન્ડન્ટ બાઇ કહે કે તમારે આપવી પડશે, નહિ તો એના એ ધોરણમાં રાખીશ ! સાતમા માટે તૈયારી કરાવે ને આવી દલીલ ! તે પણ આપી મૅટ્રિક આપી અને ત્રણમાંથી બે પાસ થયા, ઘણી સારી રીતે મારો નંબર પહેલા પંદરમાં નહિ પણ પહેલા શતકમાં આવ્યો.

પાસ થયા પછી યશોદાબાઇએ કૉલેજમાં જવાનો વિચાર કર્યો. મારાથી ના બન્યુ. બે વર્ષ પછી કૉલેજમાં દાખલ અમે બંને સાથે થયા. તે વખતે પહેલા વર્ષની પરીક્ષા યુનિવર્સિટી તરફથી લેવાતી તેમાં અમે બંને સારી રીતે પાસ થયાં ત્યારબાદ મારે શીખવાનું છોડી દેવું પડયું. યશોદાબાઇએ ચલાવ્યું. તેઓ ઇન્ટરમાં નાપાસ થયા. ફરી મેં કૉલેજમાં અભ્યાસ સાથે ચાલુ કર્યો ને અને પાસ

હોય તો કેમ અને તે પણ છઠ્ઠા ધોરણમાથી જ ગણિતની તો શરૂઆત હતી, ઇતિહાસ ભૂગોળ ગુજરાતીમા ભણીએ, સેકન્ડ લેંગ્વેજનુ નામ નિશાન નહિ, પણ બાઈ આગ્રહી ને ઇતિહાસ ભૂગોળ જાતે અગ્રેજી-મા શીખવવા મંડયા હિંદનો ઇતિહાસ શીખેલા, ઇગ્લાડનો નવેસરથી, આમ ઉપ થી ભાર આવવા લાગ્યો સેકન્ડ લેંગ્વેજ માટે ગુજરાતી વર્ગોમા જોરદાર અભ્યાસ ચલાવ્યો, પરતુ એના જવાબો પણ અગ્રેજીમા આપવાના પરીક્ષાને ચારેક મહિના બાકી હતા અમારા કુટુબીઓએ ભેગા થઇ ખાનગી ટ્યુટરો શિક્ષકો ભારે પગારથી રોકયા શાળામા તે બધા અમો શીખવે અમે ત્રણ ઉમેદવારો હતા વળી વિદ્વાન પણ નવેસરથી શીખવાનુ તે માટે અમારા મિત્ર અને પ્રાર્થના સમાજના મત્રી શ્રી ગણેશ ગોપાળ પડિત વહારે ધાયા તેઓ યશોદાબાઇ ઠાકુરના પિતા થાય અને અમને કાઈ પણ વેતન લીધા વગર આ વિષયોનું શિક્ષણ આપવા માડયુ કેમિસ્ટ્રી માટે બીજા શિક્ષક રોકેલા, એસ્ટ્રોનોમી મિકેનિયસ પોતે શીખવે આ રીતે યશોદાબાઇ ઠાકુરનુ પ્રથમ ઓળખાણ થયુ ધમધોકાર ટ્યુશનો છ માત શિક્ષકોનુ ઝુડ અમને આપવા લાગ્યુ વચ્ચે વળી શાળાની પરીક્ષા આવી તે સુપરિન્ટેન્ડન્ટ બાઇ કહે કે તમારે આપવી પડશે, નહિ તો એના એ ધોરણમા રાખીશ ! સાતમા માટે તૈયારી કરાવે ને આવી દલીલ ! તે પણ આપી મેટ્રિક આપી અને ત્રણમાથી બે પાસ થયા, ઘણી સારી રીતે મારો નબર પહેલા પદરમા નહિ પણ પહેલા શતકમા આવ્યો

પાસ થયા પછી યશોદાબાઇએ કૉલેજમા જવાનો વિચાર કર્યો મારાથી ના બ યુ બે વર્ષ પછી કૉલેજમા દાખલ અમે બને સાથે થયા તે વખતે પહેલા વર્ષની પરીક્ષા યુનિવર્સિટી તરફથી લેવાતી તેમા અમે બને સારી રીતે પાસ થયા ત્યારબાદ મારે શીખ વાનુ છોડી દેવુ પડયુ યશોદાબાઇએ ચલાવ્યું તેઓ ઇન્ટરમા નાપાસ થયા ફરી મેં કૉલેજમા અભ્યાસ સાથે ચાલ કર્યો ને બને પાસ

થયા પાછા બી એ મા છૂટા પડી ગયા યશોદાબાઇને એમ જ લાગી ગયેલુ કે વિદ્યાબહેન સાથે હોય તો જ પોતે પાસ થાય માટુ બી એ નુ વધારે રખડી પડયુ અને તેમણે અભ્યાસ એકાદ નિષ્ફળતા પછી છોડી દીધો

યશોદાબાઈનુ મૂળ નામ ગયાબાઈ પડિત બારેક વર્ષની ઉમરે શ્રીપદ બાબાજી ઠાકુર નામના આઇ સી એસ મોટી ઉમરના બીજવર અમલદાર જોડે એમનુ લગ્ન થયેલુ હતુ શ્રી ઠાકુર ભણવામા ખૂબ જ તેજસ્વી હતા મૅટ્રિકમા એક ભાગ, ફર્સ્ટ બી એ મા બીજી, ને બી એ મા ત્રીજી, એમ સસ્કૃત લૅટિન પર્શિયન કે કોઇ બીજી એમ દર વર્ષે નવી ભાષા સેકન્ડ લૅંગ્વેજ લે ને પ્રથમ વર્ગમા આવે તેઓ આ હોશિયારીથી આઈ સી એસ પસાર કરી આવ્યા અને મારા મિત્ર શ્રીમતી બનાબાઇ સિંધમા તેમની સાથે રહેવા ગયા આ સમયે મારે તેમનુ ઓળખાણુ નહોતુ, પરતુ શ્રી ઠાકુરનું થોડા વર્ષમા જ અવસાન થયુ અને ગયાબાઈ યશોદાબાઈ ઠાકુર તરીકે વિધવા બની અભ્યાસ કરવા મહાલક્ષ્મી ટ્રૅનિંગ કૉલેજમા દાખલ થયા ત્યારથી મૈત્રી શરૂ થઈ મારા એ એક જ બહેનપણી હતા ભભકદાર નહિ પણ ઊંડી સમજવાળા, શાત, ગભીર એ બાઈનુ જીવન ધારીએ એટલુ સુખી નહોતું પોતાની મિલકતમા ભારે કિંમતની લાઇબ્રેરી મઝેની, બીજુ નહિ જેવુ એ પુસ્તકાલય સારી કિંમતે ગુજરાત કૉલેજે ખરીદ્યુ—આ એમનો જીવન ગાળો કૉલેજમા અભ્યાસ કરેલી હિંદુ બહેનો નહિ જેવી સખ્યામા, એવા વખતમા વડોદરાના મહારાણી ચિમનાબાઇએ તેમને પોતાની હજૂરમા નોકરીમા રાખ્યા કામ હળવુ રાણીસાહેબ સાથે બેસવુ, ઊઠવુ, કાઈ વાચવુ, કદાચ સાથે હવા ખાવા પણ જવાનું રવ મહારાજા સયાજીરાવ ના ઉદાત્ત ગુણોનો તેમને પ્રત્યક્ષ પરિચય થયો રાણીસાહેબ પણ ખૂબ જ બુદ્ધિમાન, પરતુ મહારાજા અને તેઓ એકમત થવાના પ્રસગો ઓછા નહી, એમ તેમને લાગતુ આવી હજૂરિયા નોકરીમા

સત્તા ઘણી પ્રાપ્ત કરાય, પરતુ કોઇ વાર સ્વમાન સાચવવુ મુશ્કેલ બને એવા પ્રસગો ઉપસ્થિત સ્વાભાવિક રીતે થાય એમને સુભાગ્યે તેમને કેળવણીખાતામા લેવામા આવ્યા અને વડોદરા રાજ્યની તમામ કન્યાશાળાઓમા ઇન્સ્પેક્ટર નીમવામા આવ્યા. બીજી ઘણી બાબતો પેઠે સ્ત્રીનિરીક્ષક નીમવાની પહેલ વડોદરા રાજ્યે કરી હતી. ત્યાર પછી અગ્રેજી રાજ્યના વિભાગોમા આ પ્રથા દાખલ કરવામા આવી હતી.

શ્રી યશોદાબાઈએ પોતાનુ આ કર્તવ્ય સુદર રીતે પાર પાડેલુ. રાજ્યના કેળવણીખાતાના નાના મોટા અમલદારોનુ માન સપાદન કર્યું. એકલવાઈ સ્ત્રી ડિસ્ટ્રિક્ટ ઓફિસરનુ કામ કેવી બાહોશીપૂર્વક કરી શકે, સ્વમાન સાચવી શકે, પ્રજાના તેમજ અધિકારીઓ સાથે સમ ભાવ રાખી સહુની પ્રશસા કેમ પ્રાપ્ત કરે તેનુ ઉજ્જવળ દૃષ્ટાત આ બહેને બતાવી આપ્યુ હતું સ્વભાવે અતિ નમ્ર, છતા સુદૃઢ, કોઇની શેહમા તણાયા વિના એકનિષ્ઠાથી કર્તવ્યપાલન કરવાની જે કુનેહ તેમણે દાખવી હતી તે દૃષ્ટાતરૂપ હતી, પરતુ આ ફરજ બજાવતા ગામડાની તે વખતના ગાડાની ચાલુ મુસાફરીએ તેમને દેહે વયકાવ્યા. તેઓ તેજસ્વી બુદ્ધિના છતા ચમકદાર નહોતા હિંદની દુખી રહેવાની જન્મદીપ પામેલી પવિત્ર વિધવાની મૂર્તિમત્તા તેઓ હતા ઇશ્વર પ્રત્યે તેમના પિતા પેઠે પૂર્ણ શ્રદ્ધા ધરાવતા ચાર ભાઇઓ અને ચાર બહેનો, માતાપિતા સર્વેને કુટુબપોષણમા સબળ ટેકારૂપ હતા. તેમના પિતા સ્વ શેઠ સાકરલાલ મગનલાલના ટ્યુટર હતા અને પછી તેમની મિલમા સેક્રેટરીનું કામ કરતા નિવૃત્ત થઇ ખેતીનો ધધો કર્યો ખેતીમા નવીન સુધારા, યત્રો, ખાતરો વગેરે દાખલ કરવાના અખતરામા સફળતા તેમને મળી નહિ. આ કટોકટીના પ્રસગે યશોદાબાઇએ એક ખરેખર પુત્રની ગરજ સારી કુટુબને તાર્યું માતાપિતાને વૃદ્ધાવસ્થામા સાત્વન-રૂપ બની જીવન સફળ કર્યું કોલેજના અભ્યાસ દરમ્યાન મારે ત્યા વારવાર આવતા. સ્વ. સર રમણભાઇ સાથે અમારા વાચન વર્તુળમા

તેઓ હમેશ હાજર રહેતા અર્થશાસ્ત્ર, અંગ્રેજી સાહિત્ય વગેરેનો નિયમસર ગૃહઅભ્યાસ અમે જારી રાખેલો તેમા હાજર રહેવાનુ ચૂકતા નહિ અમારા પ્રત્યેની તેમની બેહદ સ્નેહની લાગણી, સન્માનવૃત્તિ અને કુટુંબભાવના આજ પણ વીસરાતી નથી જીવનમા એક જ સુમિત્ર મેળવવાનું મને સુભાગ્ય પ્રાપ્ત થયેલુ તેમા સને ૧૯૨૦મા તેમના અવસાનથી અંત આવ્યો એ સૌજન્યશાળી પુણ્યાત્માને મારી સદ્ભાવ-યુક્ત અંજલિ પ્રેમપૂર્વક અર્પી કૃતાર્થ થાઉં છુ

## ૨૪. સર લલ્લુભાઈ શામળદાસ

શ્રી. લલ્લુભાઈ શામળદાસ ભાવનગરોના દીવાનોના કુટુંબમા જન્મેલા અમારા કુટુંબ સાથે લગ્નસંબધને લીધે તેમના પરિચયમા આવવાના અનેક પ્રસંગો મળેલા મ બા ભોળાનાથ સાગ ભાઇના પુત્ર રા ભીમરાવના પુત્રી સત્યવતીબહેન સાથે તેમનુ લગ્ન થયુ હતુ પ્રભાવશાળી દેહાકૃતિ, ગૌર વર્ણ, સુશોભિત મુખાકૃતિ વડે પ્રથમ દૃષ્ટિએ જ આકર્ષક સહુ કોઇને લાગતા

સને ૧૮૮૪ના ઉનાળામા તેમનુ લગ્ન થયુ તે પછી કેટલાક સમયે તેઓ અમદાવાદ આવી થોડો સમય રહેતા ત્યારે એમનો પરિચય થયો આનંદી અને નિખાલસ સ્વભાવ, નાના મોટા સહુ સાથે ભેળાઇ ગમત ગમતમા ભાગ લેવાની વૃત્તિ એ સર્વ વડે તેમની સાથે સારી પેઠે મળવાહળવાનુ થતુ

સને ૧૮૯૪મા કૉલેજનો અભ્યાસ શરૂ કરવાનુ ધાર્યું તેથી તેમને ઘણો જ આનંદ થયો અને પ્રીવિયસના પાઠ્ય પુસ્તકોમાથી કેટલાકની સુંદર આવૃત્તિઓ મને ભેટ આપી નાતાલમા પોતાને ત્યા આવવાનુ અમને આમંત્રણ આપ્યુ સ્વ રમણભાઈ સાથે , ત્યા ગઇ હતી

ભાવનગર રાજ્યના તેઓ રેવન્યુ કમિશ્નર હતા ભાવનગરની જોવા લાયક જગ્યાઓ અમો મતાની ઘોડેસવારીમા પોતે નિપુણ એટલે સાથે ઘોડે બેસીને જ આવતા સૌ બહેન સત્યવતી પ્રત્યેના તેમના આદર ભર્યા વર્તાવથી પુષ્કળ સતોષ અને હર્ષ થાય તેમ હતુ એક અઠવાડિયા દરમ્યાન તેમણે અમારુ ભાવપૂર્વક સ્વાગત કર્યું તે કદી વીસરાય તેમ નથી

યુનિવર્સિટીની પરીક્ષા આપવા મુબાઇ જવાઆવવાનુ થાય ત્યારે તેમને ત્યા ઊતરવાનુ થયેલું સને ૧૯૦૦ કે તેની આસપાસ–ભાવનગરની નોકરી છોડી તેઓ મુંબાઇ કાયમ રહેવા આવેલા–એમનું ઘર મુબાઇ થયુ એટલે અમારે તેમને ત્યા ઊતરવુ જોઇએ એવો તેમનો આગ્રહ હતો અને ઘણી વાર બીજે કામે પણ ત્યા ઊતરવાનું થતું તેઓને વિદ્યાનો વ્યસગ અસત હતો પુસ્તકો ખરીદવા ને વાચવા વચાવવા એથી તેમને જે ઉત્સાહ અને આનદ થતો તે તેમના સપર્કમા આવેલા જ જાણી શકે તેમ છે પોતે વાચે અને તે પુસ્તકો વાચનારનુ એક નાનુ સરખુ વર્તુળ બનેલુ તેમને મોકલે, આ લાભ અમને મળેલો વાચ્યા પછી પુસ્તક પરના આપણા Impression પણ તેમને મોકલવાનો શિરસ્તો હતો તે સમયમા પ્રકટ થયેલા અનેક (અગ્રેજી) પુસ્તકો વાચવાની અને તે પર વિચારણા કરવાની તક આ વખતે મને મળેલી ઘણી વાર એ Impressionથી તેઓ ખુશ થઈ મુક્ત કંઠે પ્રશસા કરેલી

અમે—મેં તથા શારદાબહેને–બી એ ની પરીક્ષા આપેલી તેથી તેઓને અત્યત ગર્વ થયેલો અમે પરીક્ષા આપવા ગયા ત્યારે તેમના સ્નેહી મિત્રોને ત્યા લઇ જઈ અમારું ઓળખાણ કરાવેલું મુબાઇ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર શ્રી ફરદુનજી દસ્તૂર તથા સુપ્રસિદ્ધ ચિન્તક વિચારક અને આપણા દેશના મહાન ઉદ્યોગપતિ શ્રી જમશેદજી તાતાને સર્વ પ્રકારની પ્રેરણા આપનાર શ્રી બરજોરજી પાદશાહ સાથે મુલાકાત કરાવેલી તેમની વાતચીતની તથા અમારા જ્ઞાનની તેઓએ કરેલી પરીક્ષા હજી યાદ છે મુબાઇનો વસવાટ મુખ્ય તેમનુ વેપારઅર્થે

કરેલો, પરતુ એમનો શોખ વાચન, અભ્યાસ, સામાજિક સમધો વગેરેમા વિશેષ હતો એટલે એના ઘણાનુ સ્નેહીમડળ તેમણે જમાવેલુ એમની કુશાગ્ર બુદ્ધિથી મોટા વિદ્વાનો પણ તેમને માન આપતા

વરસમા એકાદ બે વાર તો અમદાવાદ આવવાનુ તેમને જીવનના અત સુધી થતુ પ્રત્યેક વખતે પોતે મળવા આવતે અનેક ચર્ચાઓ સૂચનો તેમના તરફથી થાય અને પોતાને એમ લાગે છે કે ભાવનગરની નોકરી છોડી તે એમના જીવનનો મોટો બનાવ–પલટો–કહી શકાય દેશી રાજ્યમા રહ્યા હોત તો કદાપિ મોટા હોદ્દો મળ્યો હોત અગર નાના વર્તુળમા વધારે યશ મળત, પરતુ મુબાઈ જેવા વિશાળ અને Cosmopolitan સ્વતત્ર વાતાવરણમા તેમની શક્તિઓનો વિકાસ થવાની જે તક પ્રાપ્ત થઇ તે કદી ના થાત, ઉદ્યોગો માટેની તેમની બુદ્ધિશક્તિનો લાભ પ્રજાને મળત નહિ દેશી બેંકોની સ્થાપના તરીકે ઈંડિયા બેંકની સ્થાપના, દેશી વહાણવટામા સિંધિયા કપનીનો પ્રારભ, ખાડ વીજળી જેવા ઉત્પાદનોના કારખાના, અને સહુથી મુખ્ય કો ઓપરેટીવ સસ્થાઓની ઉત્પત્તિ—એ સર્વમા એમનો જે આગેવાનીની ભરેલો ભાગ અને મૂળભૂત ફાળો હતો તે ભાવનગરમા રહેવાથી કદી સિદ્ધ થાત નહિ મુબાઇની યશસ્વી કારકિર્દી તેમને પ્રાપ્ત થઇ તેમા, અલબત્ત, તેમની તેજસ્વી બુદ્ધિ, બધા સાથે સહકાર કરવાનો સ્વભાવ, અને દેશપ્રીતિની ઊડી લાગણી એ સહાયભૂત થયા એ નિ શક છે દેશમા નવા ઉદ્યોગો સ્થાપવાની તેમની અભિલાષા અતીવ તીવ્ર હતી જેટલા નવા કાર્યોનો પ્રારભ કર્યો તે સર્વના મૈયાતનની વાણિજ્ય વૃત્તિ એટલે અશે ન હોય—અગર તેમના વિશ્વાસુ સ્વભાવનો લાભ બીજાઓ ઉઠાવી ગયા હોય એ સભવિત છે, કારણ કે બધી પ્રવૃત્તિઓ તેમના ઉત્સાહના પ્રમાણમા ફળીભૂત ના થઇ—કોઓપરેટીવ સસ્થાઓ ઠીકઠીક ચાલી તેમણે સ્થાપેલી તમામ સસ્થાઓ પાછળથી સફળતાથી આગળ વધી પરતુ ધન કમાવુ એ મુખ્ય ઉદ્દેશ ન હોવાથી તેઓ ઉદાસીપામ્ય થયેલા લાગતા નહોતા

પોતે કોઈ પણ રાજકીય પક્ષમા ભળેલા નહિ અગ્રેજી રાજ્યકર્તાઓના જેટલા માનીતા હતા તેટલા જ ગાધીજી તેમને સન્માનતા માત્ર સિવિલિયનો તે સમયની ગવર્નરની કાઉન્સિલની એક્ઝિક્યુટીવ કમિટીના સભ્ય બની શકતા તે કાળે તેમને એ કમિટીના મેંબર નીમવામા આવેલા આ જગ્યા તો સિવિલસર્વીસનું અતિમ ધ્યેય ગણાતુ ખેડા જિલ્લાના રાસ, ગોચાસણ વગેરે ગામોમા કર ન આપવાની લડતને પરિણામે પોલીસ અધિકારીઓએ ત્રાસ વર્તાવેલો ત્યારે એક તટસ્થ અને ન્યાયપ્રિય સજ્જન તરીકે બીજા પક્ષની સૂચનાથી એ જગ્યાએ નિષ્પક્ષપાત તપાસ કરવા ગયેલા તેમની સાથે સ્વ શ્રી અમૃતલાલ ઠક્કર (ઠક્કરબાપા) હતા તેઓ મુબાઈથી આવી મારે ત્યા ઊતર્યા હતા હમેશા સત્યવતીબહેનના સબધીઓને ત્યા ઊતરતા આ વખત તેમનું સ્વાગત કરવાનો મને મોકો મળી ગયો સદ્‌ભાગ્યે મારે ત્યા રસોઈ કરનાર નહોતો અને મેં એ બે ભાઈઓને જમાડયા તેથી તેઓ અત્યત ખુશી થયા હતા મારે તેમની સાથે જવાનુ હતું એમ મને કહેવામા આવ્યુ, કારણ કે ત્રાસનો ભોગ બનનારામા બહેનો પણ હતી અમે મોટરમા ઘણા સ્થળોએ જઈ તપાસ કરી અને ખાનગી રિપોર્ટ તૈયાર કર્યો આ બનાવ મારે માટે ચિરસ્મરણીય છે, કારણ કે અમે ઘણી વાર વસ્તુભાઈને ઘેર ઊતરતા, પણ તેમને અમારે ત્યા તેડવાનું શક્ય જણાતું નહિ વળી આવા પ્રસગે—તપાસ માટે જવાજેવા મા વિચારોની છૂટથી આપ લે થાય તેવી Social Calls જેવે પ્રસગે ભાગ્યેજ થાય તેમને ઘેર જઈએ ત્યારે અનેક ચર્ચાઓ થાય, પણ તે મુખ્યત્વે literary વિષયો, પુસ્તકવાચન, વર્તમાનપત્રો વગેરેની હોય આ મુસાફરી તદ્દન જુદા ગભીર પ્રકારની હતી

એમની બે પુત્રીઓ નાની વયમા સ્વર્ગવાસ પામેલી એ દુ ખનો કારી ઘા કદી વીસરી શકેલા નહિ તેમા પણ નાની સુમતિ તો એક અસાધારણ શક્તિશાળી હતી તે જમાનામા છોકરીઓને પરણાવવાનું

કામ માબાપનું નહિ પણ નાના નાની કે વડીલ કાકા કાકી કોઇને હસ્તક રહેતું જ્ઞાતિ બહાર તો શું પણ ગામબહાર પણ કુળવાન કન્યા ના-દેવાય એ વડીલશાહીનો ભોગ આ બે દીકરીઓ બની એ નિઃશંસય છે કેટલાક વર્ષ પછી એક સ્નેહીની સુશિક્ષિત કન્યા અન્ય જ્ઞાતિના સારા વર સાથે પરણી તે લગ્નમા પોતે ખાસ હાજરી આપેલી અને વાતમા કહેલુ કે આ ભાઇને હુ ધન્યવાદ આપવા ખાસ આવ્યો છુ મેં જો આટલી હિંમત વાપરી હોત તો મારી રત્ન જેવી પુત્રીઓ અકાળે અવસાન ના પામત આ પસ્તાવો મને મરણના દુ ખ સાથે સદા દિલને લાગ્યા કરશે હવે તો ગામ જ્ઞાતિ વગેરે ા બધનો લગ્ન સબધમા શહેરોમા શિથિલ થયા જ છે.

બી એ ની પરીક્ષા મેં તથા મારા બહેન સૌ શારદાબહેને પસાર કરી ત્યારે લલ્લુભાઇનો હર્ષ માયો સમાતો નહોતો પરીક્ષા આપવા અમે તેમને ત્યા જ એટલે અમારા સત્યવતીબહેનને ત્યા ઊતરેલા પરીક્ષા પૂરી થઇ એટલે પોતાના મિત્રોને ત્યાં અમને લઇ જઈ ઓળખાણ કરાવી, ભારોભાર પ્રશસા કરી, અને જે ઉત્સાહ દર્શાવ્યો તે લોહીના સગપણવાળા કરતા પણ વિશેષ હતો તે વખતના મુબાઇ યુનિવર્સિટીના જૂના રજિસ્ટ્રાર શ્રી ઇન્દુનજી દસ્તૂર સાથે વાર્તાલાપ ગોઠવ્યો હતો તે ઉપરાત સુપ્રસિદ્ધ ફિલસૂફ શ્રી બરજોરજી પાદશાહ સાથે મેળવ્યા તેમણે અમારી કપરી પરીક્ષા લીધી કેમ ઉચ્ચ અભ્યાસ કરવાનો વિચાર કર્યો, લૉજિક ને ફિલોસોફી શા કારણથી ઐચ્છિક વિષયો પસદ કર્યા, વગેરે તે તો ઠીક પછી કાન્ટની ફિલસૂફી વગેરેમા શુ સમજ્યા વગેરે પણ બારીકાઈથી પૂછ્યુ અને પોતાનો સતોષ જાહેર કર્યો હાલના સર સી વી મહેતાના પિતા શ્રી બ્રિજનારાયણદાસ આત્મારામ સાથે પણ સગર્વ ઓળખાણ કરાવેલુ સામાન્ય રીતે તો અમે બીજે હોઇએ તો વિક્ટોરિયામા બેસી જઇએ લલ્લુભાઈ અમને તેમ જવા ના દે પોતાની ઘરની ગાડી અમારે માટે આપે અને

પોતે પોતાના મિત્રની ગાડી મંગાવી તેમાં ઓફિસે જાય. તે સમયે મોટરો કે ટેક્સીઓ નહોતી.

સૌ. બહેન સત્યવતી પ્રત્યેની તેમની લાગણીનું વર્ણન કરવું અશક્ય છે. લગ્નજીવનમાં એકતાર અને સુખી દંપતીઓ થોડાં જ જોવામાં આવે છે. સ્ત્રીમન્માનના Champian–પૂરા હિમાયતી હતા. ઘરમાં પુત્રવધૂઓનો અત્યંત આદર કરવામાં આવતો અને દરેક ઠેકાણે જ્યાં જાય ત્યાં તેમનાં વખાણ કરતાં થાકે નહિ. તેમનામાં ખરી ખાનદાની હતી અને કાઠિયાવાડી પ્રપંચ કહેવાય છે તે મારા અનુભવમાં આવ્યો નથી. ઊલટા ભોળા, નિખાલસ, બધાને પોતાના સમજી બધી વાત બરડી નાખે અને ઘણી વાર એમાં ખત્તા પણ ખાય એવી પ્રકૃતિના હતા. દિલના ઉદાર હોઈ કુટુંબીઓ તેમજ અન્ય જનોને અનેક વાર મદદ કરેલી તે જાણવામાં છે.

પ્રથમથી જ અમે ત્રણ ભાંડુઓ હું, ગટુલાલભાઈ તથા શારદાબહેન પ્રત્યે તેમને ઘણો સદ્ભાવ હતો. તેમના નાના પુત્ર શ્રી ગગનવિહારી સાથે મારી પુત્રી સૌદામિનીનું લગ્ન થયું એ જનાવથી એ સદ્ભાવમાં મારા પ્રત્યે અનેક ગણો વધારો થયો, વિશેષ સંબંધમાં આવવાનું થયું. અને તેમને એ લગ્નથી અત્યંત સંતોષ થયેલો જે અનેક વાર તેમણે વ્યક્ત કર્યો હતો.

પોતે જાપાન જઈ આવ્યા, ઈગ્લાંડ જઈ આવ્યા, એ દરેક પ્રસંગે તે બાબતો પર મત લઈ ચર્ચા કરેલી. આવા એક મુરબ્બીની યાદ હમેશ તાજી રહે એ સ્વાભાવિક છે.

# મિસ મેરી સોરાબજી

મિસ મેરી સોરાબજી તે અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેનનાં લેડીસુપરિન્ટેન્ડન્ટ હતાં. તેઓ પૂનાના વતની હતા. તેમના બાપ ક્રિશ્ચિયન થયેલા અને આખું કુટુંબ ખ્રિસ્તી ધર્મ પર અસાધારણ આસ્થા રાખતું. તેમનાં મા મૂળે જ ખ્રિસ્તી હશે એમ જણાય છે. પાચ કે સાત બહેનો ને એક ભાઇ એ બધાં એ જેને gifted કહીએ તેવાં બુદ્ધિશાળી હતાં. તેમાંના ત્રણ બહેનો સાથે મારે સારો સંપર્ક થયેલો. કૉલેજના સુપરિન્ટેન્ડન્ટ એટલે કૉલેજમાં રહેવાનું અને સાથે બીજા બે બહેનો રહે. તે પૈકી કોરેનેલિયા સોરાબજી ગ્રેજ્યુએટ હોઇ ગુજરાત કૉલેજમાં પ્રોફેસર તરીકે નિમાયેલાં અને એ પ્રથમ જ સ્ત્રી પ્રોફેસર થયેલાં. તેમના અધ્યાપક તરીકેના કામકાજમા તેમણે સારી ખ્યાતિ મેળવેલી.

આ ત્રણે બહેનોને આપણી હિંદી બહેનો પ્રત્યે ઘણો સદ્ભાવ હતો અને બે અગ્રેજ અમલદારની સ્ત્રીઓ મિસિસ ડૉઇગ એક્ઝિક્યુટીવ એન્જીનિયરની અને મિસિસ મેરકાર્ડી જજની પત્નીઓ-મળી હિંદીઓનો સંપર્ક સાધી તેમને આગળ આણવાના હેતુથી અમદાવાદની ગુજરાત લેડીઝ ક્લબની સ્થાપના કરી. તેમાં સર્વધર્મ અને કોમના બહેનોને દાખલ થવાની છૂટ હતી અને મેંમ્બરોને ઘેર વારાફરતી સભ્યો ભેગા થઇ રમત ગમત વાચન સંગીત વગેરેનો આનંદ મેળવતા અંગ્રેજી, ચિત્રકામ અને સંગીત શીખવવા પણ યોજના કરેલી. આ વ્યવસ્થા બેત્રણ વર્ષ ચાલ્યા પછી નેશનલ ઇન્ડિયન એસોસિયેશન નામના ઇંગ્લાંડના મંડળની શાખા અત્રે શરૂ થઇ અને સ્વ. રા. બા. ભોળાનાથ સારાભાઇના સ્મારક તરીકે બંધાયેલું મકાન નેશનલ ઇન્ડિયન એસોસિયેશનને સોંપાવાથી એ સંસ્થા તરફથી એ મકાન ટેનિસકોર્ટ, ફર્નિચર વગેરે સાથે લેડીઝ ક્લબને

વાપરવા માટે મળ્યું, જે આજ પર્યંત ચાલે છે અને મકાન 'લેડીઝ કલબ'ને નામે જ પ્રસિદ્ધ થયું છે.

સોરાબજી બહેનો પૈકી કોરેનેલિયા અહીંથી ચાલી ગયાં અને બ્રિટિશ સરકારે તેમને પેનકેન પ્રકારેણ પક્ષમાં લીધાં જેથી હિંદી સ્ત્રીઓ પ્રત્યેની તેમની લાગણી ઊડી ગઇ. તેમણે જાહેરમાં હિંદમાં અને હિંદ બહાર પ્રચાર કરવા માંડયો કે હિંદી સ્ત્રીઓને શિક્ષણ આપી આગળ લાવવાં એ ઇચ્છવા જેવું નથી. હિંદીઓનો સંસાર એથી બગડશે, સ્ત્રીઓમાં અસંતોષ ઉત્પન્ન થશે, માટે છે તેમજ ચાલવા દો. આ પ્રચાર જુનવાણી સમાજને તો ગમ્યો, પણ સુધારકોને બહુ નિરાશા થઇ. એ ચાલી ક્યાંથી ફેરવાઇ તે તેઓ સમજી ગયા. વર્ષો સુધી આ પ્રચાર તેમણે ચલાવ્યો હતો.

બીજાં બહેન ફ્લોઝ રેલવેના અહીંના અમલદાર સાથે પરણી ગયા, પરંતુ લેડીઝ કલબના ઉત્કર્ષમાં રસ લેતાં. આનંદી હોંશીલાં અને મિલનસાર હતાં, પણ એ પણ ચાલ્યાં ગયાં. મિસ સેગી શાંત, ઠાવકાં વિચારશીલ અને ગંભીર પ્રકૃતિનાં હતાં. તેમણે હિંદી સ્ત્રીઓની સર્વતોમુખી ઉન્નતિ સાધવા બને એટલા પ્રયાસો કર્યા. કલબ મારફત જેટલું આ કાર્ય થાય તે અત્યંત સદ્‌ભાવપૂર્વક કર્યાં કર્યું તેમને લાંબા વખત સુધી મળવા હળવાના અને પ્રસંગો પ્રાપ્ત થયેલા જેથી એક ખરાં ખ્રિસ્તી true Christian કેવાં હોય તેનો માપ્યો ખ્યાલ મને આવેલો ટ્રેનિંગ કૉલેજમાં ભણની ગામડાંની અજ્ઞાન ધરની બહેનો પ્રત્યે જે ખરા દિલનો સમભાવ તેઓ રાખતાં તે ખરેખર યાદ રહી જાય તેવો હતો માત્ર શિક્ષણ-ટોન્નણી આપી બેસી ન રહેતાં એ બહેનોના અંતરમાં પ્રવેશ કરી તેમનો પ્રેમ સંપાદન કરવા તેઓ સફળ થયેલાં એમના હાથ નીચે શિક્ષણ લેવાનો અને ત્યાર પછી મિત્રના કેળવવાનો મને લાંબો પ્રસંગ મળ્યો અને તેમના નિકટના સહવાસથી ઘણું જાણવાશીખવાનું મળ્યુ તે કદી ભૂલાય

તેમ નથી. નોકરી તો એક બાજુ પરની પ્રવૃત્તિ હતી, પરંતુ દેશી બહેનોનું હિત સદા તેમને હૈયે હતું. સેવામાં જ આખું જીવન ગાળનાર, જેમણે પ્રશંસા કે પ્રસિદ્ધિનો મોહ રાખેલો નહિ, માત્ર કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈ કામ કરનાર હિંદી જ બહેનને મારી અનેક અંજલિઓ અર્પું છું.

## ડૉ. મિસ મોટીબાઈ કાપડિયા

અમદાવાદ શહેરમાં તેના સુપ્રસિદ્ધ નાગરિક રા. બા. રણછોડલાલ છોટાલાલનુ નામ મશહૂર છે. રણછોડભાઈએ મિલઉદ્યોગનો આ શહેરમાં જાણે દેશમાં આરંભ કર્યો-પોતાને સારી ધનપ્રાપ્તિ થઈ તેથી માત્ર સુખચેનમાં રહી તેનો જાતે ઉપભોગ કરવાનુ તેમને વાજબી ના લાગ્યું-શહેરની મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે આવી શહેરની પાણીની યોજના-વોટર વર્ક્સ-તૈયાર કર્યું વોટર વર્ક્સનુ પાણી નહોતુ ત્યારે પ્રતિવર્ષે અમદાવાદમા રીતસર વાર્ષિક મહેમાન પેઠે કોલેરાનો ઉપદ્રવ ચાલુ હતો-આ સ્થિતિ ધ્યાનમાં લઈ ચોખ્ખું પાણી પૂરુ પાડવાની યોજના પછી એ વ્યાધિ શહેરમા કવચિત જ દેખા દેતો થયો છે-પાણીનો નિકાલ એ પણ આરોગ્યની દૃષ્ટિએ એટલુ જ જરૂરી હોઈ ડ્રેનેજ-ગટર-ની યોજના પણ તેમણે અમલમા મૂકી ગરીબ વસ્તીને માટે ધર્માદા દવાખાનાની જરૂર તેમને લાગતા રા. બા રણછોડલાલ ધર્માદા દવાખાનુ પોતાને ખર્ચે બંધાવી તેના નિભાવ માટે સારી રકમ અલગ કાઢી. આટલું બસ ના લાગ્યુ-આ ગામની સંખ્યાબંધ સ્ત્રીઓ પ્રસૂતિ વખત અને તેને લીધે મૃત્યુ પામે છે એ હકીકતનુ તેમને ભાન થતાં તેમણે મોટે ખર્ચે વિક્ટોરિયા જ્યુબિલી હોસ્પિટલ ફોર વીમેન એન્ડ ચિલ્ડ્રન (સ્ત્રીઓ તથા બાળકો માટેનું દવાખાનુ) ધર્માદા સ્થાપ્યું. વિક્ટોરિયા રાણીની આ જ્યુબિલીના વર્ષમા આની સ્થાપના થઈ અને આ નામ હોવાથી નવા જમાનાના શહેરીઓ કદાચ આ દાનવીરની

આ મોટી સખાવત વિશે જાણતાં ના હોય એમ પણ બને.

એ દવાખાના માટે સ્ત્રી દાક્તર જોઈએ, કેમકે તો જ સ્ત્રીઓ તેનો લાભ લે. મુંબાઈ યુનિવર્સિટીમાં મેડિકલ કૉલેજમાં સ્ત્રીઓને ખાસ કેસ તરીકે દાખલ કરતા અને તેમને ડિપ્લોમા મળતો—તે જમાનામાં ભાગ્યેજ કોઈ સ્ત્રી મેડિકલ કૉલેજમાં પુરુષો સાથે અભ્યાસ કરવાની હિંમત કરતી. મુંબાઈમાં શ્રી મોટીબાઈ કાપડિયા આ રીતે દાક્તરી વિદ્યા શીખી તૈયાર થયાં હતા—તેમની નિમણુક વિકટોરિયા જ્યુ. દવાખાના માટે કરવામાં આવી. આ કાબેલ અને પરગજુ બાઈએ એ સંસ્થાને પોતાની સેવાઓ ચાળીસ વર્ષ સુધી આપી અમદાવાદની અનેક સ્ત્રીઓના આશીર્વાદ મેળવ્યા છે. કેટલાંક વર્ષ નોકરી કર્યા બાદ એક વરસની રજા લઈ સ્કૉટલાંડ જઈ એડિનબરો યુનિવર્સિટીની એલ. આર. સી. એસ.ની ડિગ્રી મેળવી નિષ્ણાત બન્યાં.

ગરીબ સ્ત્રીઓ માટેની તેમની દાઝ અપાર હતી. તેમને વૈદકીય મદદ આપવા હમેશ તત્પર રહેતાં. શરૂઆતમાં માત્ર એક જ નર્સથી કામ કરવાનું હતું. નર્સો પણ મળતી નહોતી—આ ખામી દૂર કરવા તેમણે સર ચીનુભાઈ રણછોડલાલ બેરોનેટને વિનંતિ કરી પોતાની હૉસ્પિટલ-માં જ નર્સિંગ સ્કૂલ કાઢી નર્સોને શિક્ષણ આપવાનું શરૂ કર્યું. સર ચીનુભાઈએ સાઠ હજાર રૂપિયાના ખર્ચે શાળા માટે મકાન બાંધી આપ્યું અને ચલાવવા માટે એક લાખથી વધારે રકમ હૉસ્પિટલને સોંપી. આ શાળામાંથી કેટલીએ બહેનો નર્સોની તાલીમ લઈ દર્દીઓની સેવા કરવા બહાર નીકળી છે અને સાથેસાથે પોતાની આર્થિક ઉન્નતિ પણ કરી શકી છે.

આ નર્સો ઉપર ડૉ. મોટીબાઈના ચારે હાથ—દરેકની વ્યક્તિગત હકીકત જાણી તે મુજબ તેને સગવડ કરી આપે. નર્સો તો તેમને એક દેવી તરીકે પૂજતાં એમ કહીએ તો અતિશયોક્તિ ના કહેવાય. આ હૉસ્પિટલનું કામ વધતાં રા. બા. રણછોડલાલના સુપૌત્ર સર ચીનુભાઈએ

જેમ નર્સિંગ સ્કૂલ કાઢી તેમજ આલીશાન મકાન બંધાવી આપ્યું. ડૉ. મોટીબાઈની પ્રતિષ્ઠા વધવાથી આ મકાન ઘણી વાર પૂરતું નહોતું થતું. રા. બા. રણછોડલાલ દીર્ઘ દૃષ્ટિના માણસ હતા–આપણી બહેનો હોસ્પિટલમાં રહેવા તૈયાર નહિ થાય અને કેટલીક બહેનોને તો તે અગવડકર્તા પણ બને એમ માની દવાખાનાને અંગે દર્દીનાં સગાંઓને રહેવાની રૂમો પણ બાંધેલી, જેથી બાઈઓ પ્રસૂતિ માટે આવે ત્યારે તેમને સગવડ પડે. આ સગાંવહાલાંની પ્રીતિ પણ ડોક્ટરે હમેશ સંપાદન કરેલી. ડૉ. મોટીબાઈને પ્રસૂતિના હજારો કેસો હાથમાં આવી ગયેલા તેથી આ વસ્તુ તેમને ખૂબ જ સુલભ થયેલી. હથિયારથી પ્રસૂતિ, પેટ ચીરીને બાળકનો જન્મ કરાવવો, આ સર્વ તેમને રમત વાત હતી અને એ બાઈને જશ પણ પુષ્કળ હતો.

વરસોના વહેવા સાથે અમદાવાદનાં તે વતની બની ગયાં. દર્દી ઉપરાંતની સ્ત્રીઓ તરફ પણ તેમણે ધ્યાન આપ્યું. ગુજરાત લેડીઝ કલબમાં સેક્રેટરી તરીકે વરસો સુધી પોતાની સક્રિય સેવા આપી તેમણે મધ્ય અને ઉપલા મધ્યમવર્ગની બહેનોને પોતાની તરફ આકર્ષી.

આ કલબમા પારસી, હિંદુ, અંગ્રેજ, મુસલમાન, જ્યૂ (યહૂદી) એ સર્વ ધર્મ કોમની બહેનો હતી અને તેમના એકબીજા વચ્ચેનો સંબંધ ઘણો જ સારો હતો. બહેનોને જાતજાતની રમતો, આનંદપ્રમોદની પ્રવૃત્તિઓ, જાહેર સંસ્થાઓ સાથે સંપર્ક સાધવા, વગેરેમાં બધી રીતે આગળ પાડવામાં ડૉ. મોટીબાઇએ અથાગ શ્રમ ઉઠાવેલો. આનંદી, મળતાવડો સ્વભાવ, કોઈની શેહ કે પક્ષમાં નહિ તણાવાનું મનોબળ, બધાં પર સમભાવ, કોઇનું પણ કામ કરી છૂટી ઉપકારક બનવાની તીવ્ર ઇચ્છા, પ્રામાણિકતા અને પોતાનો કોઈ જ સ્વાર્થ સાધવાની અનિચ્છા, આ વગેરેથી લેડીઝ કલબમાં તે અતિ માનીતાં અને આદરપાત્ર બન્યાં હતાં.

સંગીત અને નાટકનો પોતાને પુષ્કળ શોખ. ધંધાદારી નાટકો ઘણાં જોતાં, પરંતુ એમેચ્યોર નાટક તરફ એમનું ખૂબ વલણ હતું. લેડીઝ કલબનાં મેંબરો અને બીજાં બહારનાં ભાઇ બહેનોનો સાથ લઇ, દુકાળનિવારણ તેમજ સંકટપ્રસંગો, સંસ્થાઓને સહાયતા વગેરે માટે ઉચ્ચ કોટિના જલસા અને નાટકો તેમણે તૈયાર કરાવેલાં તે જેમણે જોયાં હશે તેમને ચિરસ્મરણીય રહે તેવાં હતાં. એમેચ્યોર ભાઇબહેનો પાસે કામ કરાવવાની અમદાવાદમાં તેમણે જ પહેલ કરી હતી આજ આ વસ્તુ બધે ફેલાઇ છે અને તેમાં નવાઇ જેવું નથી લાગતું, પરંતુ તે જમાનામાં એ સામાન્ય કે સરલ નહોતું. તમામ દેખરેખ અને જવાબદારી.કે. મોટીબાઇની છે એમ જાણે એટલે કુટુંબીઓ પોતાના ઘરની બહેનોને સંપૂર્ણ વિશ્વાસથી ભાગ લેવા મોકલતા. મોટીબાઇ આ જવાબદારી પૂરેપૂરી જાણતાં. હિંદુ પારસી ભાઇબહેનો એકઠા મળી કાર્યક્રમો રજૂ કરતાં—આ બધાં પર તેમનો ધાક, પ્રભાવ અને મમતા એટલાં હતાં કે કેટલાએ એવા જલસા તેમણે કરાવ્યા તે સર્વ સુસરલતાથી થયા હતા. એ રીતે આ પ્રકારના જાહેર કાર્યક્રમોની અમદાવાદમાં પહેલ લેડીઝ કલબ દ્વારા કરનાર આ બહેન હતાં.

આ તો કાંઇક આગળ વધેલી ને ભણેલી બહેનોનો સંઘ હતો—એમના સમાગમમાં તો અનેક ઘરની બહેનો આવતી. તે વખતના અઠવાડિક પત્ર 'હિતેચ્છુ'ના તંત્રીનાં પત્ની શ્રી. મહાલક્ષ્મી બહેન મનસુખરામના ગાઢ સમાગમમાં મોટીબાઇ આવતાં તેમની પાસે "મહિલા મંડળ"ની સ્થાપના કરાવી, બહેનો માટે વાચન વ્યાખ્યાનો વગેરેનો આરંભ કરાવ્યો—એ બહેનો પાસે તૈયાર કરેલા અને શિષ્ટ ગરબાઓના સમારંભ ગોઠવવાની વ્યવસ્થા કરાવી. આ મંડળના ઉત્કર્ષ માટે પોતે અત્યંત કાળજી ધરાવતાં, એટલું જ નહિ, પણ પોતાની સકમાઇમાંથી સારંગપુર દરવાજા બહાર સુંદર હોલ વીસ હજારને ખર્ચે બંધાવી આપ્યો.

આ હૉલને 'ડૉ. મોટીબાઈ કાપડિયા હૉલ'નું નામ આપવા પણ તેઓ રાજી નહોતાં. મહિલા મંડળે તેમની ઉપરવટ થઇને નામ રાખ્યું છે. સારંગપુર દરવાજા બહારના વિસ્તારમાં હોલ બાંધવાની તેમની ઇચ્છા હતી. જમીન સરકારી હતી. સરકાર એટલે કે તે વખતના કલેકટર શ્રી ગેરેટે આ સાર્વજનિક કામમાં સગવડ કરી આપી અને મ્યુનિસિપાલિટીના માધવબાગની અંદર એ બાધવાનો હોવાથી અને બાગ મ્યુનિસિપાલિટીનો માલકીનો ગણાય તેથી તેની પરવાનગી પણ તે વખતના મ્યુનિસિપલ પ્રમુખ શ્રી. દોલતરામ શાહે વિના સંકોચે આપી હતી.

દવાખાનાનુ તેમજ ધંધાનું પુષ્કળ કામ હોવા છતાં શહેરની પ્રવૃત્તિઓમાં આગેવાની ભરેલો ભાગ લેવાની તેઓ હમેશ કાળજી રાખતાં. તેઓ તે વખત લગભગ એકલા જ સ્ત્રી દાકતર હતાં એટલે કામનો બોજો અસાધારણ હતો ડૉ. મોટીબાઈ આ બધા વચ્ચેથી હમેશ હસતાં, રમતા, નાના મોટા સહુની સાથે પ્રેમથી વાતચીત કરતા તે યાદ કરતાં લાગે છે કે આ બધુ શી રીતે તેઓ કરતા. અમદાવાદમાં તેઓ લોકસેવા અને મૈત્રીનુ અજોડ ઉદાહરણ મૂકી ગયાં છે. તેમના મિત્રો તથા પ્રશંસકોએ તેમનું એક આરસપહાણનું બસ્ટ હોસ્પિટલમા મુકાવી તેમની યાદગીરી જાળવી રાખી છે. મ્યુનિસિપાલિટીમાં માગણી કરતા વી. જે. દવાખાના તથા મોટીબાઈ હૉલની વચ્ચેના રસ્તાને 'ડૉ. મોટીબાઇ કાપડિયા રોડ' નામ આપવાનુ સ્વીકારેલું છે.

આવાં કર્તવ્યનિષ્ઠ બહેન આપણા શહેરને મળ્યાં હતાં તે શહેરનુ ખરું સુભાગ્ય કહેવાય.

## શ્રી. જહાગીર કેખુશરો કાબરાજી

આ જે શાળા પાઠશાળાઓમા, બીજા રજન કાર્યક્રમોમા અને વિવિધ પ્રસગે બહેનોના ગરબા એ સાધારણ વસ્તુ થઈ ગઈ છે ગુજરાતમા ગરબા ગાવાનો તો જૂનો પ્રચલિત રિવાજ છે નવરાત્રિના દિવસોમા પોળે પોળે ને મહોલ્લે મહોલ્લે ગરબા દરરાત્રિએ ગવાય છે સ્વાભાવિક રીતે એમા માતાની સ્તુતિ અને તેના વર્ણનો હોય છે, પરતુ આજે જે સ્વરૂપમાં ગરબા સર્વવ્યાપી થયા છે તેવુ પચાસ સાઠ વર્ષ ઉપર નહોતુ

મુબાઈના જાણીતા ગુજરાતી વાર્તાલેખક, વર્તમાન પત્રના સંચાલક અને ખાસ કરીને સ્ત્રીઓનુ માસિક સ્થાપી તે દાયકાઓ સુધી ચલાવનાર શ્રી કેખુશરો નવરોજી કાબરાજીના કુટુમ્બમા સગીત દેવીની પ્રસન્નતા ઊતરતા શિષ્ટ સમાજમા તેમના દીકરીઓએ હિંદી ઊંચા સગીતની પ્રસાદી દેનારી કેખુશરોના પુત્ર શ્રી જહાગીર કાબરાજી સને ૧૮૯૩ ૯૪મા અમદાવાદમા આસિસ્ટટ કલેક્ટરના હોદ્દા પર [નિ]માઈને આવ્યા તેમણે ગુજરાતના ગરબાની કલાનું પુનરુજ્જીવન કર્યું એમ કહીએ તો ખોટુ નથી જહાગીરજી પારસી હોઇ પારસી કુટુબોમા માનીતા અને જાણીતા થયા પારસી બહેનો તો કદી ગરબા ગાઇ જાણતી નહિ તે કોમની બહેનો અને હિંદુ કોમમાથી જાણીતા કુટુમ્બોની બહેનોને એકઠા કરવાનુ મુશ્કેલ કામ તેમણે શરૂ કર્યું વિવિધ ભાવવાળી, જુદા જુદા ઢાળ અને તાલવાળી ગરબીઓ પોતે શોધી કાઢી કેટલાકના ઢાળ જાતે બેસાડચા તેઓ સગીતમા સારી પ્રવીણતા ધરાવતા હોવાથી સુદર ઢાળો સ્વતત્ર રીતે બેસાડવામા તેઓએ સફળતા મેળવી આ બહેનોને સારા કુટુબોના ઘરોમા ભેગા કરી ગરબા શીખવ વાનુ કામ તેમણે શરૂ કર્યું દિવસો સુધી 'પ્રેક્ટીસ' ચાલુ રાખી દરરોજ પોતાનો સમય તે પાછળ વાપરી તૈયારી સાથેના, સાજ વાજિંત્ર અને પદ્ધતિસરના ગરબાનો કાર્યક્રમ રચી અમદાવાદના શિષ્ટ

સમાજ આગળ રજૂ કરવાનું નક્કી થયું આ કાર્યક્રમ તેમના મિત્રના શાહીબાગના બંગલામા કરવામાં આવ્યો અને એ મિત્ર તરફથી બહેનોને ઉત્તેજન પણ મળ્યું. મહેમાનોને મહેમાનગીરી પણ મળી અને અમદાવાદમાં કદી નહિ રજૂ થયેલો એવો, ભૂલચૂક વિનાનો, પ્રોગ્રામ મુજબ, perfect કહી શકાય તેવો ગરબાનો સંગીત કાર્યક્રમ જોઈ સાભળી શ્રોતાઓ ખૂબ જ પ્રસન્ન થયા. એ વર્ષની માણેકઠારી પૂનમે આ કાર્યક્રમ થયો. ત્યારપછી ઘણાં વર્ષો સુધી આ જ રીતનો કાર્યક્રમ પ્રતિવર્ષ પૂનમે રજૂ થવા લાગ્યો. આ ગરબા સાંભળવા લોકોને અત્યંત ઉત્સાહ અને ઉત્સુકતા હતાં આ કાર્ય પ્રચાર પામ્યુ અને ઘણાં મંડળોએ તેને અપનાવી લીધું. પછી તો ગરબાનાં અસંખ્ય પુસ્તકો, રાસસંગ્રહો વગેરે પ્રસિદ્ધ થયા અને આપણી નષ્ટપ્રાય થયેલી કલા સજીવન થઈ ગઈ. આનો જશ ખરેખર ભાઈ જહાગીર કાબરાજીને વરે છે.

જૂના વખતમાં Statutary Civilian એટલે કે સરકારે કાયદાથી નીમેલા સનંદી ઑફિસર કહેવાતા તે હોદ્દા પર એ અમદાવાદમા આવેલા. ફેરબદલીઓ ઘણી થઇ ને ફરી પાછા અમદાવાદ આવ્યા ત્યારે તેમણે લગ્ન કરી દીધેલું શ્રી. ધનજીભાઇ વાડિયાનાં પુત્રી બહેન પૂતળીબાઇ વાડિયા તેમના પત્ની થાય. રા. સા. મહીપતરામનાં પુત્રવધૂ સૌ. શૃંગાર બહેને ભાષાતર કરેલી Short Stories ટૂંકી કહાણીઓનો તેમના અવસાનથી અધૂરો રહેલો બીજો ભાગ પૂતળીબાઇએ પૂરો કર્યો હતો. એ બહેન પણ અમદાવાદના સ્રીસમાજમાં ખૂબ જ રસ લેતા. પોતાના સસરા કેખુશરો નવરોજી કાબરાજીનુ આરંભેલું 'સ્રીબોધ' માસિકનુ તંત્રીપદ તેમણે વર્ષો સુધી સભાળેલુ અને એ રીતે સમસ્ત સ્રીસમાજના હિતનુ તેઓ ચિંતન કરતા. તેના પુરાવા તરીકે જ 'સ્રીબોધ'નું સંચાલન તેમણે યથાશક્તિ કર્યા કર્યું.

શ્રી. કાગરાજી જ્યારે નિવૃત્ત થયા ત્યારે પાછા અમદાવાદ આવીને વસ્યા. મુંબાઈ યુનિવર્સિટીના તેજસ્વી વિદ્યાર્થી હોઈ અધ્યાપનના કામમાં તેમણે સમય રોકવા માંડ્યો અને વિજ્ઞાનના વિદ્યાર્થીઓ જેમને જર્મન ભાષા ફરજિયાત શીખવી પડતી તેમને એ શીખવવાનુ માથે લીધુ કેટલાક વર્ષ બાદ તેઓએ પંચગની નિવાસસ્થાન કર્યું અને એ દપતી ત્યા અવસાન પામ્યા.

ઊંચે હોદ્દે હોવા છતા અત્યત મિલનસાર સ્વભાવના પોતે તેમજ પૂતળીબાઈ હતા. જૂના મિત્રો ગમે તે સાંસારિક સ્થિતિના હોય તેને ત્યા મળવા જાય અને તેમને જરૂરી સહાયતા કરવા તત્પર રહેતા. કમનસીબે અમદાવાદની જનતાને તેમની કાર્યદક્ષતા તેમજ સામાજિક સેવાનો લાભ થોડો જ મળ્યો. નિવૃત્ત થઈને અત્રે વાસ કર્યો ત્યારે કોંગ્રેસની લડત પૂર જોશમા ચાલતી હતી ને કોંગ્રેસમા સક્રિય ભાગ ના લેનારા ઘણાને મન એ દેશના દુશ્મન જેવા લાગ્યા એ માણસોમા કાઈ પણ સદ્ગુણ દેશપ્રેમ, દેશના ઉત્કર્ષનું કામ કરવાની શક્તિ કે ઇચ્છા હોય જ નહિ એમ મનાઈ તેમના પ્રત્યે અણગમો બતાવવામા આવતો જેને હૈયે બન્ને તે પ્રકારનું દેશીઓનુ હિત સાધવાનુ લક્ષ્ય હોય તેમને આ સ્થિતિ દુ:સહ લાગે એ સ્વાભાવિક હતુ. શ્રી. કાગરાજીનુ તો સામાન્ય સ્થાન આ સંબંધમા હતુ, તથાપિ ઘણાએ સ્ત્રીપુરુષોને કામ કરવાની તક ન મળવાથી નિરાશા લાગે એવુ વાતાવરણ હતુ આ સંજોગોમા દુ:ખી મનથી તેમણે અમદાવાદ છોડ્યુ જીવનના અંત સુધી ગુજરાત પ્રત્યેની તેમની મમતા, સમાજસુધારણા માટેની ઉત્કટ ઇચ્છા તેમનામા કાયમ હતી એ તેમની સાથે સંપર્ક રાખનાર જાણે છે.

# રા. બા. લાલશંકર ઉમિયાશંકર

મારા પર જે જે ભાઈ બહેનોએ પ્રબળ અમર પાડી છે અને જેમને હુ મારા ગુરુ માની માન આપી તેમના તરફ પૂજ્ય ભાવ રાખુ છુ તેમા રા બા લાલશકરનુ સ્થાન ઊચુ છે

રા બા લાલશકરે અમદાવાદની ટ્રેનિંગ કોલેજમા અભ્યાસ કરી શિક્ષકની લાયકત મેળવી હતી આ પ્રાથમિક શિક્ષક કરતા કોઇ ઊચી પાયરીએ જવાય તો વધારે સારુ એમ તેમના ગુરુ રા સા મહીપત રામે તેમને સૂચન કર્યું હોશિયાર, ખતીલા ને આગ્રહી હોઈ અભ્યાસ વધારી અગ્રેજી નવેસરથી શીખી પરીક્ષા આપી મુનસફની નોકરી મેળવી શકયા. મહીપતરામના તેઓ માનીતા પ્રિય શિષ્ય હતા તે જ મુજબ લાલશકરે મહીપતરામ પ્રત્યે 'ગુરુદેવો ભવ' એ સૂત્ર અક્ષરશ માન્યુ હતુ

મુનસફ એટલે ન્યાયાધીશ તરીકેની તેમની સત્કીર્તિ તેમના વખતમા પ્રસિદ્ધ હતી મોટા ગૂચવાયેલા દાવાઓમાથી સત્યાન્વેષણ કરવાની અજબ શક્તિ તેઓ ધરાવતા હકીકતો પુરાવાઓ અને દલીલોની તેમની પકડ grasping power એટલી મજબૂત હતી કે કોઇ જાતનુ છળ કે પ્રપચ તેમની સામે ટકી શકતા નહિ, એટલુ જ નહિ, પણ ચુકાદાઓ આપે તે પણ પૂર્ણ રીતે મુદ્દામસર અને કાયદાની ઊંડી સમજણ સાથેના ગણાતા તેમના કેસો જ્યારે હાઈકોર્ટમા જાય ત્યારે અનેક વાર એ ચુકાદાની પ્રશસા થતી નોકરીના છેલ્લા વર્ષોમા તેઓ સ્મોલ કોઝ કોર્ટના જજ હતા નાના નાના દાવા, એકપક્ષ પોતાની રજૂઆત કરે, બીજો તેટલી જ સરળતાથી અને તેવા જ પુરાવા સહિત પોતાનુ નિવેદન રજૂ કરે, તે બન્નેમાથી આરપાર જોઈ કોણ ખરુ ને કોણ ખોટુ તે જાણે કે Instinctથી તેમને સમજાતુ હોય એવુ બનતુ ઝપાટાબધ સખ્યાબધ કેસોના નિકાલ લાવનાર તરીકે

તેમની ખૂબ નામના હતી પ્રામાણિકપણાની મૂર્તિ જેવા હતા કોઈની શરમ કે શેહમા તણાયા વગર તેમજ બીજા કોઈપણ દબાણને વશ ન થતા સીધો ન્યાય આપવામા તેઓ જાણીતા હતા પ્રામાણિકપણાનો મંત્ર તેમણે તેમના ગુરુ પાસેથી દૃઢ મેળવી લીધો

મુનસફની નોકરી દરમ્યાન પઢરપુ મા જ્યારે તેઓ હતા ત્યારે ફરવા જતે એક તરતનુ જન્મેલુ બાળક તેમને મળી આવતા તેને સાથે લઈને વિચાર કરી આવા સમાજની રૂઢિનો ભોગ બનેલા બાળકો માટે અનાથાશ્રમ ત્યા તેમણે શરૂ કરાવ્યુ તીર્થસ્થલમા વિધવાઓ આવી બાળકો તજી દે એ બનાવો પઢરપુરમા બનતા આ અનાથાશ્રમ તેમણે વ્યવસ્થા માટે મુંબાઈ પ્રાર્થનાસમાજને સોપ્યુ અને હજી પણ મુંબાઈ પ્રાર્થનાસમાજ તેનો વહીવટ કરે છે પઢરપુરમા તેઓ ત્યા દેવ મુનસફ કહેવાતા

સને ૧૮૮૦ પછી તેમની બદલી અમદાવાદ થઈ દરમ્યાનમા સને ૧૮૯૧મા રા સા મહીપતરામનો સ્વર્ગવાસ થયો લાલશકરે ગુરુનુ ઋણ ટાળવા ભીગરથ પ્રયત્ન કર્યા મહીપતરામ કેળવણીકાર હતા, તથાપિ અનાથો પ્રત્યે ખૂબ જ લાગણી ધરાવતા તેમણે નાના સરખા સ્વરૂપમા એક અનાથાલય ચલાવવાનુ શરૂ કરી દીધેલુ આ ઉપરથી લાલશકરે મહીપતરામના સ્મારક તરીકે શહેરીઓની સહાયતા અને પ્રાર્થનાસમાજના સભ્યોની આગેવાની ભરી મદદથી રા સા મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ સ્થાપ્યુ, તેને માટે પોતાના તમામ મિત્રો પાસેથી જાતજાતની મદદો મેળવી ધરમપુરથી લાકડા, ઝાટા ઉદેપુર, બારૈયા, લુણાવાડા, કચ્છ વગેરે સ્થળે તેમના મિત્રો ઊંચી પાયરી પર હતા તેમની જે મળે તે મદદ-પૈસા ઈંટો, ચૂનો, નળિયા વગેરે વગેરે મેળવી રાતદિવસ ખડે પગે દેખરેખ રાખી સંસ્થા માટે મકાન ઊભુ કર્યુ શરૂઆતથી જ સંસ્થાનો વહીવટ પ્રાર્થનાસમાજને સોંપેલો સમાજના પોતે પ્રમુખ હતા બીજા સમાજના મંત્રીઓને આશ્રમના

મત્રી બનાવ્યા આશ્રમની કાળજી તેઓ હદ બહારની રાખતા. અમદાવાદ પ્રાર્થના સમાજના તેઓ જૂના સભ્ય હતા વિદ્યાર્થીઅવસ્થામાં એ ધર્મસંસ્થાનો પ્રભાવ તેમના પર પડેલો અને તેમણે જે જે પરોપકારી કાર્યો કર્યા તે ઇશ્વરપ્રીત્યર્થે કરેલા.

સને ૧૯૦૦મા ગુજરાતમાં દુકાળ પડ્યા—છપનિયો કાળ-તે વખતે મહીપતરામ અનાથાશ્રમની ઉપયોગિતા પુષ્કળ જણાઈ. મા બાપ વગરના સેંકડો બાળકો જેઓને તજી દેવામાં આવેલા તેવા લગભગ આઠસો નવસો બાળકોને ત્યાં આશ્રયસ્થાન મળ્યુ હતુ. દરરોજ કાળજીપૂર્વક તેઓની દેખરેખ તેઓ જાતે રાખતા માણસો ઉપરાત ઢોરોની પણ દુર્દશા આ સમયે હતી. પોતાના બગલામાં આશરે ત્રણસો જેટલા ગાયો બળદો પોતાને ખર્ચે તેમણે રાખી 'કેટલ કૅમ્પ' ચલાવેલો. આમાની દૂઝણી ગાયોનુ દૂધ તેઓ આશ્રમના બાળકો માટે મોકલતા.

સ્ત્રીસન્માન અને સ્ત્રીકેળવણી, સ્ત્રીઓની ઉન્નતિ અને તેમના પ્રત્યેની અન્યાયી સમાજરૂઢિઓ તરફ વિરોધ એ તેમના જીવનમા ઓતપ્રોત હતા મસારસુધારા સમાજના અગ્રણી બની સામાજિક અનિષ્ટો દૂર કરવા સમાજસુધારા સમાજની સ્થાપના કરી. નોકરિયાતોની કમાણી વેપારીની સરખામણીમાં ઓછી હોય વેપારી મિત્રો જોડે થોડા વેપારમા પણ પડીને નિષ્ફળ જવાથી પાછા હઠી જવુ પડયુ પોતાને સતતિ નહોતી, પરંતુ ભત્રીજા ભાણેજ હતા તેમના ખર્ચનો બોજો તેઓ જ ઉઠાવતા પોતાની મિલકતમાથી આ સર્વને ઠીકઠીક મિલકત આપી હતી સ્ત્રીકેળવણી પ્રત્યે તેમનો અત્યત ભાવ હતો અને તેથી પોતાના પત્નીના નામની કન્યાશાળા રાયપુર વિસ્તારમા કાઢી તેના નિભાવ માટે મોટુ ફડ અનામત રાખી ગયા હતા કેળવણી માત્રની તેમને કદર હતી ને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સામાન્ય કેળવણી ફડ માટે મોટી રકમ તેમજ પોતાનો તમામ વીમો ટ્રસ્ટ તરીકે આપી ગયા.

સમાજસુધારા પ્રત્યે તેમને ખુબ જ પ્રેમ હતો અનેક ભાઈ બહેનોને સામાજિક મુશ્કેલીઓ પ્રસંગે યોગ્ય સલાહ આપતા અને 'સંસારસુધારા સમાજ હોલ' નામે ઓળખાતુ મોટુ મકાન તેમણે પોતાના ખર્ચથી બધાવી આપેલું પોતાના સ્વર્ગસ્થ બનીજીના સ્મરણાર્થે પચીસ હજારને ખર્ચે ધર્માદા દવાખાનુ માદલપુરમા બધાવ્યુ છે એ રીતે કુલ લગભગ બે લાખ રૂપિયા અમદાવાદ શહેરને એમણે અર્પણ કર્યા કે સરકારી નોકરી પ્રામાણિકપણે કરનાર તેમજ સંબંધીઓના મોટા કુટુબનો નિભાવ કરનાર પુરૂષ ભાગ્યેજ મોટી રકમ દાનમા આપી શકે છે, છતા આ સત્પુરૂષે આપણા શહેર માટે મોટા દાનો કર્યા છે

Economy—કરકસર એ એમના કામકાજોનુ તરી આવતુ તત્ત્વ હતુ તેમને હાથે આ શહેરની કેટલીક સંસ્થાઓના મકાન બધાયેલા તેના ખર્ચના આકડા જાણીએ તો અજબ થઈ જઈએ તેમ છે અત્રેની વેડીઝ ક્લબ જ્યા છે તે મકાન, બાલુભાને ઇન્નામની શાળાનુ મકાન, સંસારસુધારા હોલ, આપાનાત વાઈરોગીનુ મકાન અને મહીપતરામ અનાથાશ્રમના મકાનો એમની જાતદેખરેખ અને શ્રેવડથી બધાયા છે, જે બીજા કોઈએ પ્રામાણિકપણે બધાવ્યા હોત તોપણ બેવડા ખર્ચ સિવાય બધાયા ના હોત

અમારા કુટુબના તેઓ માયાળુ હિતેચ્છુ અને વડીલ હતા તેમની પ્રામાણિકતા, સત્યપરાયણતા, દુખીઓ પ્રત્યેની સહાનુભૂતિ, ઈશ્વર પર અસીમ શ્રદ્ધા, નીતિની અતિ ઉચ્ચ ભાવના, પરોપકારિતા, સાદાઈ અને મળતા ખરેખર અનુકરણીય હતા આવા માનનીય સજ્જનની સ્મૃતિ આ શહેરમા સદા તાજી રહેશે એમા કોઈ શંકા નથી

# સ્મૃતિ ચિત્રો

ઘણાં મિત્રો અને શુભેચ્છકો તરફથી મને કહેવામાં આવે છે કે તમારા પરિચયમાં આવેલી વ્યક્તિઓ સંબંધે જે, કાંઈ સંસ્મરણો હોય તે પ્રસિદ્ધ કરો. આરંભમાં જ કહી દેવું જોઇએ કે હું કાંઈ એવી મહત્ત્વના સ્થાને મુકાઈ નથી કે બહુ જાણીતા માણસોના સમાગમમાં આવી શકું વિશેષમાં મારી યાદદાસ્ત પણ સચોટ વર્ણન કરી શકાય તેવી નથી અને કોઈ જાતની નોંધ રાખવાની ટેવ નથી. વળી અમારા ઘરનું વાતાવરણ એવું કે ઝાઝું મિત્રમંડળ કે ઘણા જણની સાથે નિકટના સંબંધ નહિ. તથાપિ માગણી કરનારના આગ્રહને વશ થઈ કેટલાંક આવાં સ્મરણો રજૂ કરવાની રજા લઉં છું. બાળપણમાં મારા મોસાળમાં એટલે રા. બા. ભોળાનાથ સારાભાઇના ઘરમાં હું ઘણે ભાગે રહેલી. ત્યાંનું વાતાવરણ જુદું જ. અનેક જાણીતાં સ્ત્રી-પુરુષો આવે અને જાતજાતના પ્રાંતપ્રાંતના માણસો નજરે પડે, પરંતુ એ બાળજીવન તો અતિ ટૂંકુ હોઈ ત્યાંના બહારથી આવતાંનાં સ્મરણો નહિ જેવાં છે. એ ઘરની વ્યક્તિઓ સંબંધે તેમજ પાછલા જીવનમાં પરિચયમા આવેલા સ્ત્રીપુરુષોના સંબંધે થોડુંઘણું લખી શકાશે એમ જણાય છે. એમાથી બીજાંને ઉપયોગનું તો થોડું જ નીકળશે, પરંતુ તેથી જો કોઇને આનદ મળશે તો આ પ્રયત્ન સફળ થયેલો ગણીશ.

: ૧ :

## રા. બા. ભોળાનાથ સારાભાઈ

રા. બા. ભોળાનાથભાઈ તે મારા માતામહ થાય. તેમના સંબંધી એક લેખ કેટલાક વર્ષ પૂર્વે 'શ્રી બકત' નામના માસિકમા આપેલો હતો. તેઓનું સવિસ્તર જીવનચરિત્ર પણ લખાયેલુ છે. ...ારી અંગત સ્મૃતિઓ તેમના સબધની કાઈક નોધવી જોઈએ એમ

મને લાગે છે અમારા એ દાદાને જેમણે જોયા હશે તે એમના પ્રભાવશાળી દેહ અને ધીરગંભીર મુખાકૃતિ સબંધે એકમત હશે. ગોર વર્ણ, સૌમ્ય આંખો, પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય તેવા હાવભાવ, એ સર્વથી તેમના સમાગમમા આવતા સર્વકોઈને તેઓ આકર્ષી લેતા. સુજનતાનો એ ભંડાર હતા. ઘરમા બેત્રણ ડઝન પૌત્રપૌત્રીઓ, દૌહિત્ર દૌહિત્રીઓનો વસવાટ જેથી ગડબડ, કોલાહલ, તોફાન, ધીંગાણા તો રોજના બનાવ હતા, પરતુ કોઈ પણ વખતે તેઓએ ક્રોધ કરી કોઈને ધમકાવ્યા કે શિક્ષા કરી હોય એવુ મને યાદ નથી. બીજા વઢે તો અટકાવે અને સહુની દયા ખાય એવો એમનો સ્વભાવ હતો. મારુ નામ તેમણે જાતે પાડેલુ એમ મને સમજણ આવી ત્યારે કહેવામા આવેલુ. પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું નામ તે વખતમા જગ બત્રીસીએ હતું અને પુત્રનો જન્મ થાય તો 'વિદ્યાસાગર' નામ પાડવા તેમની ઇચ્છા હતી તે બદલે પુત્રીનો જન્મ થયો તેથી તેમણે મારુ નામ પોતાની ઇચ્છાને અનુસાર પાડ્યુ. અમારા બાલમંડળમાથી જેઓ *પ્રાર્થનાસમાજની ઉપાસનામા નિયમિત હાજરી આપે તેના તરફ એમનુ* ધ્યાન દોરાતુ. नमस्ते सते ते जगत्कारणाय। એ સ્તોત્રનું નાનુ પતાકડુ અમને સૌને એક વાર આપી મોઢે કરવા કહેલુ. જ્યારે મેં સહુથી પહેલુ તૈયાર કરી તેમને સભળાવેલુ જેથી તેઓ ઘણા પ્રસન્ન થયેલા. દરરોજ સાંજે ચારઠમા બેસી ફરવા જવાનો તેમનો રિવાજ હતો અને અમારામા ઘણા એટલે વારાફરતી અમારો વારો કોઈકોઈ વાર આવતો. તે વખતે કેટલીક વાતો તેમની તરફથી સાભળવામા આવતી. બાકી સામાન્ય રીતે એમને અમે એટલા ઊંચા માનતા કે તેમની પાસે જઈ વાત કરવાની અથવા તેમની સાથે રમવાની હિંમત નહોતા કરતા. એમની શાંતતા અજબ હતી. તેમના કુટુંબીઓને ઓળખનાર ભાગ્યેજ કલ્પના કરી શકે. એક પ્રસંગે બારણા વચ્ચે આડી લાકડી મેં રમતમા ભેરવી દીધેલી. તે જ વખતે પાસેનો ખંડ જે ઊંચો હતો

ત્યાંથી ઊતરીને તેઓ આવ્યા અને લાકડી ન દેખાવાથી ઊંધે મસ્તકે જોરથી પડ્યા. વાગ્યું પણ ખરું. કોણે લાકડી મૂકી છે એમ આસપાસના તરફથી તપાસ થતાં મારે કબૂલ કરવું પડ્યું, પણ તેમની તરફથી જરાકે ઠપકો મળ્યો નહિ એમ મને બરાબર સાંભરે છે. મારી ઉમર પાંચ છ વરસની હશે. ઘણી વાર મોટાંઓ બાળકોના નજીવા દોષ માટે બીજી કાંઇ તપાસ કર્યા વગર પહેલા તો તેમને ધીબી જ નાખે પછી બીજી વાત, પરંતુ તેઓએ હસીને નરમ શબ્દોમાં આવું ન કરવા શિખામણ આપી.

નિકોલ ગામના તેઓ ઇનામદાર હતા. ત્યાંના એક પુરાણી જેઠાભટ્ટ નામે ઘણી વાર એમને ત્યાં આવતા, અને તેમની પાસે વાર્તાઓનો ભંડાર હતો. જ્યારે આવે ત્યારે 'જેઠાભટ્ટ, વાત કહો' એમ અમે માગણી કરીએ જ. જૂના જમાનાના માણસોની શૈલીમાં લોકવાર્તાઓ રસ મૂકી તેઓ કહેતા એથી અમારો એમના તરફ પક્ષપાત હતો. એમનું જ્ઞાન પરિમિત હતું, પણ તેનું તે વખતે અમને ભાન નહોતું. એક વરસ પુરુષોત્તમ માસમાં અમારાં મોટાં મામીએ અધિકમાસની કથા કહેવા તેમને બેસાડ્યા તેનું શ્રવણ મેં જેઠાભટ્ટના માન ખાતર કરેલું અને તે આખો માસ દરરોજ નદીએ નાહેલી. આ વાત દાદાને કાને જતાં તેમણે પૂછેલુ અને જો કે પોતે ચુસ્ત પ્રાર્થનાસમાજના માનનારા છતાં હસીને મને વિદાય કરેલી. એ જ જેઠાભટ્ટ પાસે રામાયણનુ શ્રવણ કરેલું અને પોળને નાકે મહાભારતની કથા કોઇ માણભટ્ટે કહેલી તે અથથી ઇતિ સુધી સાંભળી હતી.

પ્રાર્થનાસમાજનો વાર્ષિક ઉત્સવ એ તે સમયમાં ભોળાનાથભાઈને ત્યા દરવરસનો ભારે પ્રસંગ હતો. આખા ઘરમા ઉત્સાહનુ વાતાવરણ પ્રસરી રહેતું. લગ્ન જેવા માંગલિક પ્રસંગનો સહુકોઇને આક્ષાત્કાર થતો. બહારગામ ગયેલાં કુટુંબીઓ નજીકમાં હોય તો અમદાવાદ આવે; બીજાં ગામથી સમાજના મેંબરો મહેમાન તરીકે

આવેલા હોય અને કોઇ મોટું પર્વ ઊજવવાનું હોય એવું દરેકના મગમાં થતું સમાજની સ્થાપના અને તેને ચાલુ રાખી શકવાનો સંતોષ એનું મહત્ત્વ ભોગાનાથભાઈને પોતાને અતિશય હતું અને તેથી જ વાર્ષિકોત્સવમાં હર્ષ અને ઉલ્લાસના પૂર જણાતાં

ભોળાનાથભાઈ વાનપ્રસ્થ જીવન ગાળતા હતા. આવડા મોટા ઘરનો કારભાર, એ ગામનો વહીવટ અને નાતજાતના વહેવાર એ કશામાં તેઓ લક્ષ રાખતા નહિ આ બધું કામ તેમના જ્યેષ્ઠ પુત્રી જીથુગા કરતા પ્રાત ઘણે ઘણું વહેલા ઊઠીને લખવા વાચવાનું કામ કરે પછી નાહીધોઇ પ્રાર્થનામાં બેસે બપોરે વર્તમાનપત્ર વાચી પોતાની ટપાલના કાગળો વાચે, કોઇ આવ્યા ગયા સાથે મળવાનું, અને સાંજે ફરવા જવાનું રાત્રે આખા કુટુંબની ભેગી કૌટુમ્બિક ઉપાસના નિયમિત થાય. તેમાં નાના મોટા તમામને હાજર રહેવાનું તેમના જ્યેષ્ઠ પુત્ર સ્વ રા બાબારાવ કુશળ સારંગી વગાડનાર હતા તેઓ બનતા સુધી સારંગીનો સાથ આપતા. આ કૌટુમ્બિક ઉપાસના જે કોઇ જોતા તે આશ્ચર્ય મુગ્ધ થતા પોતાની સવારની પ્રાર્થનામાં ફત્તેહખાન નામના પ્રાર્થના-સમાજના ગવૈયા તબૂરા સાથે હમેશ સંગીત ચલાવતા ઓશીંગણ વાળો પાટલો અને આરસનું સિંહાસન, પાસે ધૂપદાનનો સુવાસ અને ભક્તિની સૌમ્ય મૂર્તિમાં એ દેવી પુરુષને પ્રાર્થના, ઉપાસના કરતા જોનાર સ્વયમ્ તેમની તરફ પૂજ્યભાવથી નમી પડતા એ આંખોના ઉપરાઉપરી કરેલા સુખડના ગોળ ચાંલ્લા ધારણ કરેલા તેજોમય લલાટવાળી, બન્ય મુખારવિંદ સાથે શુદ્ધ સફેદ પાઘડી, સફેદ અંગરખું, સફેદ મોટી રેશમી કિનારનું ધોતિયું અને કાળા સુરતી જોડા ખડાના જોડા સહિતની એ આકૃતિ એક વાર જોનાર કદી ભૂલી શકે તેમ નથી મારા મનની એક વાત કહી દઈ એ મૂર્તિને અનેક વદનસહિત આ ચિત્ર સમાપ્ત કરું છુ નાનપણમાં ઈશ્વરની પ્રાર્થના કરવાનું અમને કહેવામાં આવતું, અમે તે કરતા. હું આંખ મીંચી ઈશ્વરનું ધ્યાન ધર-

વાનો પ્રયત્ન કરતી ત્યારે આ પ્રતાપી પુણ્યાત્માની ઉપર કહેલી બેમાંથી એક છબિ મારા અંતશ્ચક્ષુ આગળ ખડી થતી. મને લાગતું કે પરમેશ્વર આવા જ હોય; આથી વધારે સારા શી રીતે હોઈ શકે!

:૨:

## સ્વ. જીથુબહેન

રા. બા. ભોળાનાથભાઈનાં જ્યેષ્ઠ પુત્રી જીથુબહેન અથવા જીથુબા હિંદુ સમાજમાં ભાત પાડે તેવી વ્યક્તિ હતાં. મારા નાનપણમાં તેમની પાસે રહેવાનો ઘણો પ્રસંગ આવેલો અને તેમણે અનેક સંસ્કારો મારા પર પાડેલા છે તે આજે સાભાર યાદ કરું છું લક્ષાધિપતિ બાપનાં આ અસાધારણ બુદ્ધિશાળી દીકરી એ મોટા ઘરનો તમામ કારભાર પોતે ચલાવતા. અતિશય કડક સ્વભાવના હોઈ શિસ્તપાલનમા બહુ જ આગ્રહી હતા. પચાસ માણસનું કુટુંબ એક આગળી ઊંચી કરી કાબુમાં રાખી શકતાં. અમદાવાદમા તે સમયે આગળીને વેઢે ગણીએ તેટલા પ્રતિષ્ઠાવાળાં ને શ્રીમંત કુટુંબો હતા તે બધામા જીથુબહેનના માન ને મોભો અત્યંત હતા. ઘરમા અને સગાસંબંધીઓમા 'બહેન' એ નામથી જાણીતા હતા અને સહુને આકર્ષવાની અજબ શક્તિ તેમનામાં હતી. ભોળાનાથભાઈના સંબધમાં આવનાર સહુકોઈને તેઓ 'બહેન' સાથે ઓળખાવ્યા વિના રહે નહિ કલકત્તા, મહાબળેશ્વર આદિ સ્થળોએ મુસાફરીમા હમેશ સાથે જીથુબહેન તો હોય જ. માતાના મૃત્યુ પછી પિતાની સેવા ઉઠાવવાનુ સર્વ કાર્ય તેમણે માથે લીધેલુ હતું. દેશપરદેશના મિત્રો જીથુબહેનને હજુ પણ યાદ કરે છે. ટાગોર કુટુંબના સ્રીવર્ગ સાથે અમદાવાદમા સારી રીતે ભેળાયેલા હોઈ સામાજિક અને ધાર્મિક વિચારમાં સમયના પ્રમાણમાં ઘણા જ આગળ વધેલાં હતાં. ભોળાનાથભાઈની ધાર્મિક પ્રવૃત્તિઓ અને સામાજિક સુધારણાનાં

કાર્યોમાં તેમનો સંપૂર્ણ ટેકો અને ખૂબ આગ્રહ. એટલે સુધી કે એ સંપૂર્ણ સહાનુભૂતિ ન હોત તો તેઓ ઘણે દરજ્જે આગળ વધવામાં અટકત. ઇશુબહેનના મનનું બંધારણ બુદ્ધિપ્રધાન હતું. ચાલતા આવેલા સાંસારિક રિવાજોની અનિષ્ટતા, ધર્મને નામે ચાલતાં ધતિંગ વગેરે તેમની બુદ્ધિમાં તરત ઊતરી જતાં. વહેમ જેવો શબ્દ તેમના કોશમાં નહોતો. જે વાત ખરી લાગે તે કહેવાની હિંમત તેઓ ધરાવતાં અને એક વાર નિશ્ચય કર્યો તો તે અમલમાં મૂકવામાં ગમે તે વિઘ્ન આવે તો-પણ અટકે નહિ તેવાં અડગ હતાં. પોતાનાં ચાર નાનાં ભાંડુઓ અને તેમનાં સંતાનો પર એવો પ્રભાવ પાડેલો કે તેમની આજ્ઞા ઉથાપવાની કોઈનામાં તાકાત નહોતી. નોકરનફરોનો કાફલો પણ તેમના નામથી ધ્રૂજતો. મહીપતરામભાઈ ઇંગ્લાંડ જઈ આવ્યા અને તેમની સાથે સંપર્ક રાખવા માટે અમદાવાદની નાગરની નાતે ભોળાનાથને નાત બહાર મૂક્યા અને બાર વરસ સુધી એ બહિષ્કાર ચાલુ રહ્યો, તે દરમ્યાન ઇશુબહેનનાં હિંમત અને ઉત્તેજન ન હોત તો ભાગ્યેજ કુટુંબ એ ટક્કર ઝીલી શક્યું હોત. તે જમાનો આજના જેવો નહોતો. બાર વર્ષની થાય કે છોકરીને પરણાવવી જ જોઈએ અને તે પણ નાતમાં જ એવી માન્યતા સાથે, આટલા મોટા કુટુંબની વ્યક્તિઓ જેમાં પરઘરની દીકરીઓનો પણ સમાવેશ થાય તેમની કન્યાઓના લગ્નાદિ પ્રસંગો પણ આવ્યા હશે; તેવા સંબંધીઓને સાથમાં લઈ એ નવ ઘરના આખા તડનું મન મનાવી કામ લેવામાં જે કૌશલ તેમણે વાપરેલું તેનાં વખાણ જેટલાં કરીએ તેટલાં થોડાં છે. એ નવ ઘર એક કુટુંબવત્ થઈ ગયાં હતાં. દરેક પ્રસંગે તમામને તેડવાનાં—દરેકને યથાઘટિત મદદ કરવાની જેથી કોઈને ઓછું ન આવે કે નાત બહાર રહેવાથી દુઃખ પામ્યાં. એ જમાનામાં નાત બહાર એટલે શું તેનો આજ આપણને ખ્યાલ આવે તેમ નથી. એ એક બાર વરસનું યુદ્ધ હતું અને તે અંગત કોઈને માટે નહિ પણ સિદ્ધાંત ખાતર અને

મિત્રને સાથ આપવા ખાતર ભોળાનાથભાઈએ આરંભેલુ અને તેમના આ વીર પુત્રીએ સેનાપતિનુ કામ કર્યુ હતુ. આ દરમ્યાન જેમ લગ્નના પ્રસગો આવેલા તેમ મૃત્યુના અતિકરુણ પ્રસંગો પણ આવેલા અને તેવે વખતે પણ જ્ઞાતિજનોનો સાથ ન મળવા છતા કોઈએ નમતું આપવાનું યોગ્ય નહોતુ ધાર્યું.

આવા એક સબળ વડીલના હાથ નીચે તાલીમ લેવી, એ મોકો હવે વિચાર કરતા લાગે છે કે ખરેખર દીર્ઘ પરિણામ ઉપજાવે તેવો હતો, જો કે તે વખત તો એમની કપરાશ અમને બહુ જ સાલતી અને એ કડકાઈ સામે અમે મનથી બંડ ઉઠાવતા. મારા માતુશ્રી અત્યત નરમ પ્રકૃતિના અને બીજા કોઈ કરતા તેમના પર, નાના બહેનને પોતાના માનીને, અત્યંત સખતાઈ થતી. આ અમારાથી સહ્યુ જતુ નહોતું અને અમે સમજી નહોતા શકતા કે ભાઈઓ, ભાભીઓ, ભત્રીજા જે કોઈ કાઈ કરે તેનો બધો ઠપકો બાળાબહેન પર નખાય. આ અમને બહુ અન્યાયયુક્ત લાગતું અને આથી બાળાબહેન સદા દબાયેલા અને ડરતા જ રહેતા જીથુબહેનનો સ્વભાવ લાગણીપ્રધાન ઓછો અને બુદ્ધિપ્રધાન વધારે એટલે સ્વજનપણુ આ રીતે જ મોટે ભાગે પ્રદર્શિત થતુ. જોકે કેટલેક પ્રસગે બીજા સર્વ કરતા બાળાબહેન તરફનો પક્ષપાત દેખાતો, પરતુ એ એટલો જૂજ કે અમને તો સાધારણ રીતે અન્યાયનો વર્તાવ જ જણાતો.

આવા કડક અને શિસ્તપાલન માટે અતિ આગ્રહી વડીલના હાથ નીચે જેમ કેટલાકને લાભ થયો તેમ કેટલાક એના પ્રતિમઘટન-રૂપે વધારે સ્વચ્છન્દી બન્યા અને તેમના જાણવામા ન આવે તેમ યથેચ્છ રીતે વર્તતા. અતિ કડકાઈ હમેશ સામાને બીજે છેડે લઈ જાય છે એમ ઘણી વખત બનતું. એમની હાક એવી વાગતી કે ઘણા તો એમને વાઘની ઉપમા આપતા નાનામા નાનાથી મોટામા મોટી બાબત એમને પૂછ્યા વગર ઘરમા કોઈથી કાઈ થઈ શકે નહિ. મોટા કુટુબના

નાકકાન વીંધાવા આણી નાતનાં બાળકો આવતાં. મતલબ કે બુદ્ધિ અને હસ્તની કુશળતા તેમનામાં પુષ્કળ હતી.

વાચનના શોખ સંબંધમાં ઉપર જણાવ્યું તે ઉપરાંત વર્તમાનપત્ર વાંચ્યા વગર એક દિવસ પણ ન ચાલે એવું તેમને હતું એ મારી યાદદાસ્તમાં તો હમેશ મેં દીઠેલું. 'મુંબાઈ સમાચાર'ના ચાલુ વાંચનાર; મોડી રાત્રે પણ વાચ્યા સિવાય રહે નહિ. એ જમાનામાં હિંદ કરતાં બહારના સમાચારોનું પ્રમાણ વધારે રહેતું અને ખાસ કરીને ઇંગ્લાંડની રાજદ્વારી બાબતો વિશેષ આવતી. આ સર્વ સમજપૂર્વક વાંચી પાર્લામેંટની ચૂંટણીઓ, પ્રધાન મંડળ વગેરેની ચર્ચા સારી રીતે કરતાં. એક વખત ચેંબરલેન પ્રધાનપદે આવશે એમ તેમની ગણતરી હતી અને તે આવ્યો એમ વાત કરતાં મને બરાબર યાદ છે. આ રાજદ્વારી પ્રશ્નોમાં તેમને ખૂબ રસ હતો.

એક પુરુષની બુદ્ધિને ટક્કર મારે તેવી તેમની બાહોશી હતી. રાધનપુર નવાબના ભોળાનાથભાઈ ઇનામદાર હોઈ એ રાજ્ય સાથે ઘણો જ સારો–એક કુટુંબ જેવો તેમનો સંબંધ હતો. ઘણુંખરું વરસ બે વરસે રાધનપુર જવાનું આમંત્રણ આવે અને મરહૂમ નવાબસાહેબ બિસમિલ્લાખાનજી મહાબળેશ્વર કે એવે સ્થળે જાય ત્યાંપણ ભોળાનાથભાઈના કુટુંબને જુદો બંગલો લઈ સાથે રાખે. એ નવાબ પોતાના રાજકાજમાં પણ ભોળાનાથભાઈ અને જીથુબહેનની સલાહ લેતા. એ બંનેની સલાહથી રા.બા. ચિમનરાય હરરાય વોરા જે અમદાવાદના વડનગરા નાગર અને ભોળાનાથના સંબંધી હોવા ઉપરાત કાઠિયાવાડ એજન્સીમા નોકરીમા હતા તેમની રાધનપુરના દીવાન તરીકે નિમણૂક કરવામાં આવી. નવાબ સાહેબ તેમને પોતાના સગાં બહેન સરખા ગણતા અને તેમના જનાનામાં પણ જીથુબહેનનું ઘણું માન હતું. બુદ્ધિપ્રધાન માણસ હોઈ કોઈપણ પ્રકારના વહેમ તેમને સ્પર્શ કરે તેમ નહોતું અને કુટુંબમાં બીજાંને ગમે તેટલા વહેમ હશે પણ તેમની

વહીવટ માટે કેટલેક અંશે આવો વહીવટ જરૂરી હશે, પરંતુ એને અંગે બંડ, અસંતોષ, વિકારાનો અભાવ અને જૂઠાણું થતું આ સર્વની અસર ઊછરતાં બાળકો માટે અનિષ્ટ હતી એ સ્વીકારવું જોઈએ.

ઇચ્છાબહેન નિશાળે ભણેલાં નહિ, ઘેર વાંચતાં લખતાં શીખેલાં, પરંતુ વાંચવાનો અત્યંત શોખ હતો. ઇતિહાસનો તેમને ખાસ શોખ. ઇતિહાસ, કથા, વાર્તા, કવિતા, જે જે તે જમાનામાં પ્રાપ્ત થાય એ સાહિત્યને વાંચતાં. ઉર્દૂ તથા ફારસી શીખવાનું થોડું થોડું મુનશી પાસે શરૂ કરેલું, પણ કુટુંબજંજાળમાં અને મોટી ઉંમરે એ ઇચ્છા પરિપૂર્ણ ના થઈ. અંગ્રેજી શીખવા માટે તેમને એટલી તીવ્ર મરજી કે કોઈ મિશનરી મડમ આવે તો તેને શીખવવા આગ્રહ કરે. મને તો હમેશ કહેતાં કે અંગ્રેજી શીખવે તો પગાર આપું. પોતાના પિતાના મિત્રો, ઓળખાણવાળાઓ વગેરે સાથેના હમેશના પરિચયમાં અંગ્રેજીનું અજ્ઞાન તેમને ખૂબ ખૂંચતું. વાતચીત જાણીતી હોય તો થોડી સમજી શકે, પણ એથી વિશેષ નહિ. પોતાનું એક અંગ્રેજી જાણવાનું દફતર જીવ્યાં ત્યાંસુધી બાંધી રાખેલું, જેમાં નોટબુક, પેન્સિલ, અંગ્રેજી પડેલી ચોપડી વગેરે હતાં. પોતાને આવી ઊણપ લાગેલી તેથી બાળા-બહેનને અંગ્રેજી અભ્યાસ નિશાળમાં ખાનગી રીતે શરૂ કરાવેલો. પોતાનાં ભોજાઈઓને પણ અંગ્રેજી શિક્ષણની વ્યવસ્થા કરાવેલી અને રા. ભીમરાવનાં પુત્રી સત્યવતીને અંગ્રેજી શીખવવાનો ખાસ આગ્રહ રાખેલો. મને અંગ્રેજી શીખવવામાં તેમનું ખાસ ઉત્તેજન હતું અને મારી સાથે પોતાનાં પુત્રવધૂને મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં અંગ્રેજી વર્ગમાં મોકલવા પ્રબંધ કરેલો.

શિવણ, ભરત, ગૂંથણની એમની કુશળતા આ જમાનાનાં એવાં પ્રવીણોને શરમાવે તેવી હતી. ભરવામાં ખાસ કળાની દૃષ્ટિએ રંગો ગોઠવવાની આવડત હતી. વેતરવાનું કામ એવું સરસ કરતાં કે ઓળખીતાઓ પોતાનાં લૂગડાં વેતરાવવા એમની પાસે આવતાં.

નાકકાન વીંધાવા આખી નાતનાં બાળકો આવતાં. મતલબ કે બુદ્ધિ અને હસ્તની કુશળતા તેમનામાં પુષ્કળ હતી.

વાચનના શોખ સંબંધમાં ઉપર જણાવ્યું તે ઉપરાંત વર્તમાનપત્ર વાંચ્યા વગર એક દિવસ પણ ન ચાલે એવું તેમને હતું એ મારી યાદદાસ્તમાં તો હમેશ મેં દીઠેલું. 'મુંબાઈ સમાચાર'ના ચાલુ વાંચનાર; મોડી રાત્રે પણ વાચ્યા સિવાય રહે નહિ. એ જમાનામાં હિંદ કરતાં બહારના સમાચારોનું પ્રમાણ વધારે રહેતું અને ખાસ કરીને ઇંગ્લાંડની રાજદ્વારી બાબતો વિશેષ આવતી. આ સર્વ સમજપૂર્વક વાંચી પાર્લામેંટની ચૂંટણીઓ, પ્રધાન મંડળ વગેરેની ચર્ચા સારી રીતે કરતાં. એક વખત ચેંબરલેન પ્રધાનપદે આવશે એમ તેમની ગણતરી હતી અને તે આવ્યો એમ વાત કરતાં મને બરાબર યાદ છે. આ રાજદ્વારી પ્રશ્નોમાં તેમને ખૂબ રસ હતો.

એક પુરુષની બુદ્ધિને ટક્કર મારે તેવી તેમની બાહોશી હતી. રાધનપુર નવાબના ભોળાનાથભાઈ ધનામદાર હોઈ એ રાજ્ય સાથે ઘણો જ સારો–એક કુટુંબ જેવો તેમનો સંબંધ હતો. ઘણુંખરું વરસ બે વરસે રાધનપુર જવાનું આમંત્રણ આવે અને મરહૂમ નવાબસાહેબ બિસમિલ્લાખાનજી મહાબળેશ્વર કે એવે સ્થળે જાય ત્યાંપણ ભોળાનાથભાઈના કુટુંબને જુદો બંગલો લઈ સાથે રાખે. એ નવાબ પોતાના રાજકાજમાં પણ ભોળાનાથભાઈ અને જીથુબહેનની સલાહ લેતા. એ બંનેની સલાહથી રા.બા. ચિમનરાય હરરાય વોરા જે અમદાવાદના વડનગરા નાગર અને ભોળાનાથના સંબંધી હોવા ઉપરાત કાઠિયાવાડ એજન્સીમા નોકરીમાં હતા તેમની રાધનપુરના દીવાન તરીકે નિમણુક કરવામાં આવી. નવાબ સાહેબ તેમને પોતાના સગાં બહેન સરખા ગણતા અને તેમના જનાનામાં પણ જીથુબહેનનું ઘણું માન હતું. બુદ્ધિપ્રધાન માણસ હોઈ કોઈપણ પ્રકારના વહેમ તેમને સ્પર્શ કરે તેમ નહોતું અને કુટુંબમાં બીજાને ગમે તેટલા વહેમ હશે પણ તેમની

હાક એવી કે કોઇથી કોઈ દિવસ કોઈ જ વહેમી ક્રિયાએ કરી શકાતી નહિ શ્રી ગ. આપારાવ નાની ઉમરમા સ્વર્ગવાસ પામ્યા હતા તેમના પત્ની સોળ વર્ષની ઉમરના તે વખતે હતા અને તેમને કાઇ સતાન નહોતુ આપણા હિંદુ રિવાજ મુજબ વિધવા તો સદા અપશુકનિયાળ, પરતુ છબુગર્ડેન એ શુકન અપશુકનને માનનાર નહોતા લગ્ન, જનોઈ છોકરીને સાસરે મોકલવી વહુને ઘેર તેડવી, એ વગેરે સવ શુભ પ્રસંગે આપારાવના પત્ની (જેમને સંતાન નહોતુ પણ તમામ ભાણેજ ભત્રીજા 'બા' કહેતા)ના હાથે જ પ્રથમ ચાસો કરવામા આવે, પછી જ બીજાને જે કરવુ હોય તે કરે આ કરવાથી કદાપિ અમગલ થશે એવી શકાને તેમના મનમા એક ખૂણે પણ સ્થાન નહોતુ અને કોઇથી આ સામે વિરોધનો સ્વર કાઢી શકાતો નહોતો

હજારો રૂપિયાનો વહીવટ તેમને હાથે થઈ ગયો, પરતુ પોતાને માટે એક પાઇનો પણ લાભ તેમણે ઉઠાવ્યો નથી પોતાના એકના એક પુત્ર કરતા ભાઇઓને વિશેષ ગણેલા એ તો સહુકોઈ જેતુ હતુ પિતાની સેવામા જીવનનો મોટો ભાગ અર્પણ કર્યો હતો અને ગરીબ સાસરામા સાસરાની સ્થિતિ પ્રમાણે રહી સસાર ચલાવ્યો હતો એમના સુભાગ્યે એમના સાસુ લગભગ છેક સુધી હયાત હતા તેથી એ તરફની ખાસ કાળજી રાખવી નહોતી પડતી, પરતુ સાસુના ગુજરવા બાદ ઘરનું તમામ કામ હાથે કરી લેતા પિતાને ઘેર ઘણો વખત રહેતા, પરતુ તેમના પતિનું સ્વાસ્થ્ય જરા પણ બગડે તો બધી વાત મૂકી તેમની સારવારમા રહેતા અને જે ચિંતાયુક્ત દેખાવ જણાતો તે પરથી તેમની લાગણીનું માપ કાઢી શકાતું ગામગરાસના વહીવટમા ભલ ભલા ઠોકરો ખાઈ જાય છે તેમ તેઓ પણ છેતરાતા હશે, પરતુ જાતે પ્રામાણિકતાથી એ વહીવટ કરેલો અને પરિણામે પોતે અને કુટુબ ગરીબ જ રહ્યા છે પિતાની આબરૂ અને પ્રતિષ્ઠા સાચવવા ખાતર જ તેમણે જીવન ધારણ કર્યું હતુ એમ કહીએ તો ચાલે

:૩:

## સ્વ. રા. કૃષ્ણરાવ ભોળાનાથ

રા. કૃષ્ણરાવ તે રા. બા. સરદાર ભોળાનાથ સારાભાઈના સૌથી નાના પુત્ર. મારું બાળપણ મોટે ભાગે મારા મોસાળમાં ગયેલું હોવાથી અને રા. કૃષ્ણરાવ અમદાવાદમા જ રહેતા હોવાથી તેઓના નિકટના પરિચયમાં મારે આવવાનું થયેલું. મારા શિક્ષણમાં તેઓ ખાસ રસ લેતા. ગુજરાતી ભણવાનું રાયપુરમાં આવેલી રા.બા. મગનભાઈ કન્યા-શાળામાં પૂરું થયું એટલે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના અંગ્રેજી વર્ગોમાં દાખલ થવા માટે તેમણે ઘણો આગ્રહ કરેલો. અમારા રહેવાના મકાન સાંકડીશેરીથી એ શાળા તે જમાનામાં બેહદ દૂર ગણાતી. દરરોજ તેડવા અને મૂકવા ખાસ માણસનો બંદોબસ્ત કરવાનો હતો. પરંતુ તેમણે આ બધી મુશ્કેલીઓનો રસ્તો આણી અંગ્રેજી અભ્યાસની શરૂ-આત કરાવી. અમારા મોસાળમા ત્રણ ઘોડા ને ત્રણચાર ગાડીઓ હતી, પરતુ શાળામા ભણતા કોઈપણ બાળકને ગાડીમાં જવાનો રિવાજ નહોતો. તડકો વરસાદ ગમે તે હોય પરતુ વિદ્યાર્થીઓએ સખત થવું જોઈએ એમ વડીલોનો મત હોઈ ગાડી કોઈ દહાડો અમને મળી નથી. આજકાલ દરેક નિશાળ આગળ ગાડીઓનુ મોટું 'Corps'-લશ્કર જોઈએ છીએ ત્યારે તે જમાનાની સાદાઈ યાદ આવ્યા વિના રહેતી નથી. અમને તો એથી ઘણો જ લાભ થયો એમ અત્યારે સારી પેઠે સમજાય છે અને અમારા મુરબ્બીઓ પ્રત્યે અમારું માન વધે છે.

રા. કૃષ્ણરાવ તેમની કુટુંબી મિલકતોનો વહીવટ સ્વ. છોટુભાની સાથે કરતા. શરીરસંપત્તિ બહુ સારી નહિ હોવાથી મુબાઈ રહીને કૉલેજનો અભ્યાસ તેમણે એકાદ વર્ષ કરી બંધ કર્યો અને ઈનામી ગામોના કામકાજમાં લક્ષ આપવા માડયું ઇનામદારો, જાગીરદારોને નાણાંની ભીડ હમેશ હોય જ એટલે કેટલાક વર્ષ પછી સ્વતંત્ર ધધો

કર્યા સિવાય નહિ ચાલે એમ લાગવાથી ઇગ્લાંડ જઇ બેરિસ્ટર થઇ આવ્યા. પાછા આવીને ઘરના વહીવટ સાથે બેરિસ્ટરનું કામ કરવાનું શરૂ કર્યું. અમદાવાદ શહેરમાં મોટાં ભારે કામો લાખોની મિલકતનાં કોર્ટમાં આવે છે, પરંતુ અહીં બેરિસ્ટરોને માટે સારૂં ક્ષેત્ર નથી એ હજી પણ જણાય છે. એટલે એ કામમા ધાર્યા જેટલી ફત્તેહ ન મળી. પરંતુ ઇગ્લાંડ જવાનો અને પ્રવાસનો તથા બીજો લાભ મળ્યો.

પ્રાર્થનાસમાજના કામકાજમાં તેઓ પિતા સાથે હમેશ રહેતા. 'જ્ઞાનસુધા' પત્ર કાઢવાનો પ્રથમ ખ્યાલ એમણે જ આણેલો-તેના તંત્રીપદનું કામ પણ કેટલાંક વર્ષો કરેલું. શરૂઆતમાં એ પત્ર પખવાડિક હતું અને વર્તમાનપત્રના સ્વરૂપનું હતું. તેમાં રા. સા. મહીપતરામ, રા. નરસિંહરાવ વગેરે લેખકો હતા. આ પત્ર ચલાવવા ઉપરાંત રા. કૃષ્ણરાવે બંગાળી તેમજ મરાઠી પુસ્તકોના અનુવાદો તથા એકાદ નવલકથા 'મુકુલમર્દન' નામે લખી છે. કુટુંબની સાહિત્યરસિકતા તેમનામાં સારી રીતે ઊતરેલી હતી. સંગીત માટે તેમને પુષ્કળ અભિરુચિ હતી તથા ઘણું જ સરસ ગાઇ શકતા. તેમના સંગીતશિક્ષણ માટે ઉસ્તાદ રોકેલા હતા અને અત્યંત કેળવાયેલો સુમધુર કંઠ ધરાવવા સાથે સુંદર લઢણથી એઓ ગાતા તેવું હજી સુધી કોઈનું સંગીત મેં સાંભળ્યું નથી. ધંધાદારી સંગીતકારો સંગીતના શાસ્ત્રમાં ઘણા પ્રવીણ હોય, તેના સ્વરોના આરોહ અવરોહના અદ્ભુત પ્રયોગો કરી શકે, એક લીટી પચીસ વખત ફેરફારો સાથે ગાઇ પોતાનું સંગીતપ્રાવીણ્ય પ્રદર્શિત કરી શકે અને તેમના કૌશલ માટે આપણે તેમને ધન્યવાદ આપીએ; પરંતુ આ સંગીતમાં સંગીત અને તેના અર્થ-શબ્દના ભાવ, ધ્વનિ વગેરેનો મોટે ભાગે અભાવ હોય છે. એ સંગીતકારો સ્વરની લય ચલાવે અગર અર્થવાળી લીટીઓ ગાય તે બંનેમા મારા જેવા શુદ્ધ માનસને કાંઇ ફેર જણાતો નથી. શબ્દના અર્થનું રહસ્ય સમજી તેના ભાવ સાંભળનારના હૃદયમાં સોંસરા પહોંચાડી દઈ શ્રોતાને આ

ક્લેશમય દુનિયાની પાર લઈ જઈ કોઇ ઉચ્ચ લોકમાં લઇ જવા સમર્થ થાય એવા સંગીતકારો જે થોડા ઘણા હોય છે તેમાંના એક રા. કૃષ્ણરાવ હતા. સંગીતવિદ્યા કરતાં સંગીતકલા પર તેમનો અતિશય કાબુ હતો અને દિલીપરોય જેવા સંગીતમીમાંસકો જે ભાવવાહી સંગીતને શ્રેષ્ઠ કોટિનું ગણે છે તે કોટિમાં કૃષ્ણરાવનું સંગીત મૂકી શકાય તેવું હતું આ તેમનામાં ઇશ્વરી બક્ષિસ હતી.

મારા પર તેમની મમતા હમેશ હતી તેમને સાંભળીને સંગીત તરફ મારું ચિત્ત આકર્ષાયેલું. મારાં લગ્ન પછી પ્રાર્થનાસમાજના ગવૈયા ફત્તેહલાલને મને શીખવવા રોકવા તેમણે મહીપતરામભાઇને સૂચના કરેલી અને એઓએ લગભગ ત્રણેક વર્ષ મને શિક્ષણ આપેલું. મારા સર્વ શિક્ષણ માટે તેમણે ખૂબ કાળજી રાખેલી. મારા લગ્નસબંધ માટે પણ તેમણે સારું સ્થળ મેળવવા ઘણી તજવીજ કરેલી અને છેવટે મારાં લગ્ન ગોઠવવામાં તેમનો તેમજ રા. નરસિંહરાવનો મુખ્ય હાથ હતો.

અમદાવાદની કેટલીક જાહેર સસ્થાઓમા તેમણે કામ કરેલું આપારાવ લાઇબ્રેરી, ભોળાનાથ ઇન્સ્ટિટ્યૂટ અને અમદાવાદ પ્રાર્થનાસમાજ એ તેમના મુખ્ય કાર્યક્ષેત્રો હતાં સ્ત્રીસ્વાતન્ત્ર્યના પૂરા હિમાયતી હોઈ ગુજરાત લેડીઝ ક્લબ સ્થપાઈ ત્યારે કુટુબના સ્ત્રીવર્ગને તેમા દાખલ કરાવી દાખલો બેસાડ્યો હતો. આજે તો લેડીઝ ક્લબનાં મેમ્બર થવુ કે ત્યા જઇ ટેનિસ બૅડમિન્ટન રમવું એ મામૂલી બાબત છે, પરંતુ આજથી ચાળીસપિસ્તાળીસ વર્ષ ઉપર તો આવામાં ભાગ લેનારની પુષ્કળ નિંદા થતી. છત્રી ઓઢવી કે બૂટ પહેરવા એ પણ ટીકાને પાત્ર વસ્તુ હતી. ગાડીમાં પણ પડદા નાખીને બહાર જવું પડતુ તેવા વખતે ઉઘાડી વિક્ટોરિયા કે ફેટનમા સ્ત્રીવર્ગને સાથે લઈ ફરવા જવુ એ ઉચ્છૃંખલતાની અવધિ હતી અને ટીકાકારોના પથરા ખરેખરા ખાઇને આવી પહેલ તેમણે કરેલી ઉઘાડી ગાડીમાં બેસવું એમાં ખાસ કાંઇ મહત્ત્વ છે એમ કહેવાનો આશય નથી, પણ જે આપણા

સમાજની સંકુચિત મનોદશા હતી તે દર્શાવવાનો માત્ર હેતુ છે સભાઓ વગેરેમા સન્નારીઓ સંગીત ગાય એ તે જમાનામા અત્યંત નિંદ્ય ગણાતુ રા કૃષ્ણરાવે પોતાના કુટુંબની સ્ત્રીઓને આવા પ્રસંગોએ ગાવાની પહેલ કાઢેલી અને અમારે તે માટે ન સમજાય તેવા આક્ષેપો જન સમાજ તરફથી ખમવા પડેલા આજે મોટા કુટુંબોની બાળાઓ ભરી સભામા ગાય છે, વાદ્ય વગાડે છે, અને સભામા જ નહિ પણ નાટ્યગૃહોમા પણ છૂટથી ગાઈ શકે છે અને અભિનય કરી શકે છે, જૂના વિચારના સ્ત્રીપુરુષોને પણ આમા કાંઈ અઘટિત લાગતું નથી આવી પહેલ કરનારને, અલબત્ત ટીકાપાત્ર થવુ પડે છે, પરંતુ એ સહન કરવાની હિંમત તે જમાનામા ઘણા થોડામા હતી

તેમણે ગામગરાસનો વહીવટ પ્રામાણિકપણે કર્યો હતો તેમ ન હોત તો આજે તેમના ઘરમા ધનના ઢગ હોત તેમનો સ્વભાવ અત્યંત ખુશમિજાજી અને સરળ હતો સને ૧૯૦૫મા બનારસમા કોંગ્રેસ હતી તે વખતે તેમનું કુટુંબ અને અમે સાથે દિલ્હી, આગ્રા, અલ્લાહાબાદ, મથુરા વગેરે સ્થળે ફરી બનારસ ગયેલા મુસાફરીની સર્વ ગોઠવણ તેઓ જ અતિ ચોકસાઈથી કરતા અને તેમની સાથે મુસાફરી કરવામા તેમના આનંદી સ્વભાવને લીધે સર્વને ઉત્સાહ રહેતો સને ૧૯૦૯મા રાજકોટમા સાહિત્યપરિષદ થઈ ત્યા પણ અમે સહુ સાથે ગયેલા અને ત્યાંથી જૂનાગઢ અને ગિરનાર જઈ આવ્યા હતા મુસાફરી માટે પ્રથમથી ચોકસ પ્રોગ્રામ અને બની અગમચેતી રાખી સુખરૂપ આનંદમય પ્રવાસ કરવાની તેમનામા અજબ શક્તિ હતી

ઘણી નાની ઉમરમા તેમના માતા ગુજરી ગયેલા, ભાઈઓમા સૌથી નાના, શરીરસ્વાસ્થ્ય જોઈએ એવું નહિ, એ બધા કારણોને લીધે તેમને આગળ વધવામા અડચણો આવી

રા કૃષ્ણરાવ સ્વભાવે ટીખળી અને આનંદી હતા રા નરસિંહરાવ optimist, પરંતુ તેઓ pessimist હતા જ્યા મહેફીમા

એ વાર્તાનાપથી આનદ રેલાવતા જ્યારે નરસિંહરાવ હમેશા ગભીર પ્રકૃતિના હતા. તેમની પ્રકૃતિ કોમળ અને લાગણીપ્રધાન હતી, દરેક કરતા ચઢિયાતા હોવાનુ અથવા પોતાના કુટુમ્બનુ ગૌરવ જ્યાત્યા પ્રદર્શિત કરવાનુ તેમનું વલણ નહોતુ સુઘડ અને વિચક્ષણ, પ્રેમાળ અને નિરભિમાની—આ ગુણો સાથે અતિવાત્સલ્ય પામેલા હોવાથી કાઇક પ્રમાદી પણ તેમનામા આવ્યુ હતુ, જેથી જીવનમા તેઓ ઘટતી સફળતા મેળવી શક્યા નહિ બાકી મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે રા બા ભોળાનાથ સારાભાઈના સતાનો ી બુદ્ધિમા તે સૌથી ચઢી જાય તેવા હતા સ્વ આપાગાવની બુદ્ધિ અત્યત તીવ્ર હતી એમ મેં સાભળેલુ, પણ તેમનુ અવસાન મારા જન્મ પહેલા થયેલુ એટલે તે સબધમા કાઈ કહી શકુ તેમ નથી મારી જાત પ્રત્યે રા. કૃષ્ણરાવને સદા મમતાળુ લાગણી હતી અને મારા જીવનક્રમમા જે મહત્ત્વનો ભાગ તેમનો હતો તે ખાતે હું સદા તેમની ઋણી રહીશ

:૪:

## સ્વ. સૌ. બાળાબહેન

આ સ્મૃતિચિત્રો વાચનારને કદાપિ લાગશે કે આ તો બધુ ભોળાનાથના કુટુમ્બનુ જ વર્ણન ચાલ્યા કરે છે મારે સ્વીકારવુ જોઇએ કે એ કુટુમ્બની વ્યક્તિઓએ મારુ નાનપણ ઘડ્યુ હતુ અને તેમના સબધી મારે કહેવુ જોઈએ જ આ તો કુટુમ્બને લગતી વ્યક્તિ છેલ્લી જ છે મારા માતુશ્રી બાળાબહેન તે ભોળાનાથભાઈના પુત્રી માતા પાસેથી પુત્રી પોતાનુ તમામ ચારિત્ર્ય મેળવે છે, એટલે તેમા ખાસ નવાઈ જેવુ નથી બાળાબહેન જૂના અને નવા જમાનાની વચ્ચે હતા તેમના વડીલોએ તેમને નિશાળે મૂકેના ત્યા છ ચોપડી સુધી ગુજરાતી અભ્યાસ કર્યો બાદ ત્રણ ચોપડી અગ્રેજી પણ ભણેના

શાળામાં સ્વ. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ તેમના ગુરુ હતા. તે પછી છેક સને ૧૮૮૭માં હું જ્યારે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થઈ ત્યારે રા. વિઠ્ઠલદાસ હતા, પરંતુ તરત જ નિવૃત્ત થતા બાળાબહેનને સંગીતશિક્ષણ આપવામાં વિઠ્ઠલદાસે પોતાની શક્તિઓ અર્પેલી. વિઠ્ઠલદાસની દરેક વિષય સમજાવવાની પદ્ધતિની બાળાબહેન હમેશાં તારીફ કરતાં. વિઠ્ઠલદાસનો મત તેઓની ગ્રહણશક્તિ માટે બહુ ઊંચો હતો. મોટા સંયુક્ત કુટુંબમાં વ્યક્તિત્વના વિકાસને ઘણી વાર તક મળતી નથી, પરંતુ પરણ્યા પછી બાળાબહેનનાં સર્વ ગુણો વિકાસ થયો. શ્રીમંત બાપની પુત્રી, ઘેર કોઈ દિવસ કામકાજ કરેલું નહિ અને ગરીબ સાસરે બાર ચૌદ માણસની રસોઈ કરવી પડતી. પણ કામ કરવામાં કદી પણ કંટાળો નહોતો. શરીરબાંધો અતિશય નાજુક પણ ઝપાટાબંધ રસોઈ કરી નાખે અને તે પણ ઘણી સુંદર. વિવિધ પ્રકારની વાનીઓ, અથાણાં, પાક બનાવવાનો તેમને એટલો શોખ હતો કે તેમના સંબંધીઓ તેમની પાસે તે શીખવા આવતા તેમજ પોતાના ઘરની તેવી ચીજો તેમની પાસે બનાવડાવતા. તેમના ભાણેજભત્રીજા હજી પણ તેમની એ બાબત યાદ કરે છે. સંસ્કારી, સાહિત્યપ્રેમી કુટુંબમાંથી વિદ્યાનો પ્રેમ લાવેલા અને અમને જણાવવાનો તેમનો ઉત્સાહ અમાપ હતો. સાધારણ સ્થિતિમાં રસોયો રાખી ન શકાય અને પોતે નબળાં છતાં અમારા અભ્યાસમાં ખલેલ ન પડે તે કાળજી રાખી જાતે જ રસોઈ કરતાં. સાસરામાં મોટું કુટુંબ પણ એ સર્વની પ્રીતિ જીતી ગયેલાં અને મારા દાદા મણિભાઈ એટલે પોતાના સસરાની સેવા તેમણે છેક સુધી એકને હાથે કરેલી. માંદાની શુશ્રૂષા કરવામાં તેમને અપાર આનંદ થતો. પોતાના નણંદ તો લાંબા મંદવાડ–ક્ષય રોગના–તેમાં પણ પોતાને ત્યાં રાખી તેમની ચાકરી કરી. મારા પિતા બે ભાઈઓમાં નાના અને ટૂંકા પગારવાળા છતાં દેવું કરીને પણ બાળાબહેને આ મંદવાડમાં ખરચ કર્યું. તે પછી સાસરા કે પિયેર કોઈ

ઠેકાણે તેવુ કામ આવે કે અંદવાડવાગા એમ જ કહે કે બાળાબહેનને બોલાવો અને એકવડુ શરીર, અલ્પાહાર અને પોતાના નાનામોટા બાળકો છતા મદવાડમા રાતદિવસ રહી કામ પાર ઉતારી આપે

તે જમાનામા છોકરી દસેક બાર વર્ષની વધારેમા વધારે થાય એટલે તેનુ લગ્ન કરવુ જ જોઇએ એવો સામાન્ય રિવાજ હતો કોઇને પૂછીએ કે તમારી કન્યાને ક્યા પરણાવશો, તો જવાબ મળે કે હવે બાર વર્ષ થયા, આ વરસ તો જે મળે તે વરને પરણ્યા યા વગર છૂટકો નથી એટલે કે ગમે તે થાય, પણ એ ઉમર થઈ એટલે લગ્ન કરવુ જ જોઈએ એવી માન્યતા હતી અને તેમા કોઈને કાઈ ખોટુ પણ દેખાતુ નહોતુ શારદાબહેન બાર તેર વરસના થયા બાળાબહેનને મન માને તેવો વર ન મળે તો ગમે તેને પણ કન્યા દઇ દેવી તેવુ નહોતું ઘણે ઠેકાણેથી માગા આવતા સુરત, જૂનાગઢ, પેટલાદ, નવાનગર વગેરે સ્થળેથી મ્હેણુ આવે, દબાણ પણ આવે, પરતુ એકે વર તેમના ધ્યાનમા ઊતરે નહિ જે તે કહે કે બાળા, તને ઊંઘ કેમ આવે છે? આવડી મોટી છોકરી ઘરમા કુવારી ફરે છે ને તમારી આખો કેમ ઊઘડતી નથી? દરેક કન્યા પરણાવવી જોઇએ, અમુક જ્ઞાતિમા પરણાવવી જોઇએ અને અમુક ઉમર પહેલા પરણાવી દેવી જોઇએ આની ત્રણ તરફથી પરિમિત થયેલી સમાજસ્થિતિમા બાળાબહેનને પુષ્કળ સોસવુ પડેલું, પરતુ તેઓ દૃઢ હતા મનમાનતો વર ન મળે તો પદર સોળ ગમે તેટલા વર્ષે લગ્ન કરીશુ એમ જવાબ દેતા એમ કરતા સ્વ માર્કંડ રાવ નદશકરની મારફત પ્રયાસ કરતા ડૉ બટુકરામના પુત્ર અને માર્કંડરાવના ભાણેજ સુમતભાઇ સાથે વિવાહ નક્કી થયો ડૉ બટુક રામ કહે કે અમુક મ્હીમરમા ઇગ્લડ મોકલવા છે તે પહેલા લગ્ન કરવુ જ જોઇએ જ્યોતિષશાસ્ત્રી કહે કે મીનાક આવે છે તેમા લગ્ન ન થાય બાળાબહેનને એમ હતું કે આવા ક્ષુલ્લક કારણસર વર ન ખોવો તેઓ એવા વહેમમા માનતા નહોતા ઇન્દુબહેનનો ટેકો મળ્યો

તેમણે સંસારમાં ન પડવાનો નિશ્ચય કરી દીધો હતો. નોકરીમાં સારો પગાર અને માન હતાં, પરંતુ અથડામણ પુષ્કળ હતી જેને પરિણામે જ તેમનું શરીરસ્વાસ્થ્ય બગડયું હતું અને પિસ્તાળીશ વર્ષની ઉમરે સ્વર્ગવાસ પામ્યાં.

અમારા અભ્યાસ દરમ્યાન તેઓ મારે ત્યાં આવી સાથે અભ્યાસ કરતાં. સ્વ. સર રમણભાઈએ અનેક પુસ્તકોનું વાચન કરેલું તેમાં રા. ગટુલાલ ધ્રુવ તથા સૌ. શારદાબહેન સાથે યશોદાબાઈ પણ હમેશ હાજર રહેતાં.

તેઓ અત્યંત સાલસ સ્વભાવનાં, શાંત અને એકમાર્ગી હતાં. અમારા કુટુંબ પ્રત્યે અત્યંત મમતા ધરાવતાં અને પોતાની મિલકતના એક્ઝિક્યુટર તેમણે સર રમણભાઈને કર્યા હતા. ક્યારે નોકરીમાંથી છૂટા થઈ જવું પડશે એ નિશ્ચિત ન હોવાથી કરકસરથી પોતાનો વ્યવહાર ચલાવેલો અને એ ધન પોતાનાં ભાઈભાંડુઓ તથા સાસરિયાંમાં વહેંચ્યું અને પોતાને માન્ય એવી સંસ્થા—પ્રાર્થનાસમાજ, અનાથાશ્રમ, ભોળાનાથ ઇન્સ્ટિટયૂટને કેટલીક રકમોનું દાન કર્યું હતું. પિતાને અડચણને વખતે સારી મદદ તેમણે કરી હતી અને આખા કુટુંબનાં ભૂષણરૂપ હતાં.

શુભ નિષ્ઠાવાળાં, કોઈનું બૂરું નહિ ઇચ્છનાર, નિષ્કપટ જીવન ગાળનાર તથા પોતાનાં સર્વ કાર્ય ઈશ્વરને સમર્પણ કરનાર આ સદ્‌ગુણી બાઈએ મારા જીવનમાં અનેક પ્રેરણાઓ કરી છે તેનું સ્મરણ કરું છું.

:૧૭:

## રા. માર્કંડ નંદશંકર મહેતા

કરણઘેલાના સુપ્રસિદ્ધ લેખક રા. નંદશંકર તુળજાશંકરના એક જ્યેષ્ઠ પુત્ર. સર રમણભાઈની સાથે તેઓ તેમજ સર મનુભાઈ કૉલેજના સહાધ્યાયીઓ હતા. માર્કંડરાયને સહુ 'માર્જુભાઇ'ને નામે

ઓળખતું તેમનાથી નાના ભાઇ મનુભાઇ આગળ વધી વડોદરાના દીવાનપદે પહોચ્યા અને સૌથી નાના ભાઇ વિનાયક આઇ સી એસ પાસ કરી બ્રિટિશ નોકરીમા ઊંચે દરજ્જે ચડયા છે. માજુભાઈ બી એ, એલએલ બી થયા હતા અને મુંબાઈમા વકીલાત કરતા હતા. તેઓ બુદ્ધિશાળી હતા અને ધંધામા કુશળ હતા કદાચ બે ભાઇઓ કરતા ઓછા lucky કહેવાય; અને તેમને તેવી તક પણ ન મળી હોય એ સંભવિત છે

મુંબાઇની વરિષ્ઠ કોર્ટમા અપીલના કામ કરનાર વકીલને જિલ્લાની કોર્ટોના કામ પર મુખ્યત્વે આધાર રાખવો પડે છે અને અહીંના વકીલોને મળવા ઘણી વાર માજુભાઈ અમદાવાદ અમારે ત્યા આવતા તે પ્રસગે તેમની સાથે પરિચય થયેલો. તેઓનો સ્વભાવ અત્યત મળતાવડો, આનદી અને નિખાલસ હતો સાહિત્યના શોખીન અને લક્ષાધિપતિ બાપના દીકરા હોવા છતા કેવળ ગર્વરહિત અને સાદા હતા. નાનામોટા સહુની સાથે મળી જાય અને ઘરમા પરાયુ માણસ આવ્યુ છે એમ જરા પણ લાગવા ના દે. તેમની વાતચીત, વાદ-વિવાદ અને ચર્ચાઓ પરથી તેમની બુદ્ધિમત્તા વિશે મને ઊંચો ખ્યાલ બધાયો હતો. વકીલાતના ધંધામા આગળ પડવા માટે જેમ ઘણાને રાહ જોવી પડે છે તેમ તેમને જોવી પડેલી અને તેથી તેમને જીવનમા ઉલ્લાસ કાઇક ઓછો થઇ ગયો દેખાતો ધધો પાછળથી સારો ચાલવા માડ્યો ને થોડા જ વર્ષમા દમની બીમારીએ તેમનો અંત આણ્યો

અમારે ત્યા આવે ત્યારે મારા પિતાના કુટુંબ સાથે પણ પુષ્કળ સંબધ રાખે શારદાબહેનનુ લગ્ન ડૉ સુમત સાથે ગોઠવવામા તેમનો આગેવાની ભરેલો ભાગ હતો. તેમણે જ એ સંબધ બાધી આપ્યો એમ કહીએ તો ચાલે

પોતાના બે પુત્રો માટે મારી બે પુત્રીઓની માગણી કરેલી, પરતુ મોટા થયા પછી છોકરા છોકરીની સમતિ સાથે લગ્નસબધ બાધવો

જોઈએ એવો અમારો અભિપ્રાય હોવાથી તેમને ના પાડેલી. તેમનો આ બાબતનો આગ્રહ ઘણો હતો છતા તેમની હયાતીમાં કાંઈ થયુ નહિ. તેમના અવસાન પછી મારી મોટી પુત્રીનો વિવાહ તેમના જ્યેષ્ઠ પુત્ર સાથે કર્યો. માજુભાઇ હયાત હોત તો તેમના હરખનો પાર ન રહેત.

મુબાઇ જાય ત્યારે માજુભાઇને ત્યા ઘણી વાર રમણભાઇ ઉતરતા. એક વાર માજુભાઇનું કુટુમ દેવયાત્રી ગયેલુ ત્યા પણ અમારા કુટુમ્બને તેડાવેલુ અને જેનાથી બન્યુ તે ગયા હતા. માજુભાઇ પુષ્કળ વહાનસોપા અને રીખગી હતા તેમની હાજરીમા મહુભાઇને આનદ થતો.

અમારે ત્યા સામાન્ય રીતે મિત્રોની અવરજવર બહુ જ ઓછી હતી ગણ્યાગાઠ્યા મિત્રો. રા. માજુભાઈ તેમાના એક અને રા. કૃષ્ણલાલ બીજા. એક સગા ભાઈ જેવો સબંધ માજુભાઈ સાથે હતો અને એ મિત્રની ખોટ હમેશ સુધી લાગી હતી.

## : ૧૮ :

## રા. બા. ભીમભાઈ કિરપારામ

સુરતના વતની અને સરકારમા તાલુકદારી સેટલમેંટનો મોટો હોદ્દો ધરાવનાર આ ગૃહસ્થની અમદાવાદમા બદલી થઈ ત્યાર પછી શહેરના જાહેર જીવનની પ્રગતિ થઇ એમ કહીએ તો ચાલે એ વીર નર પોતાની આગળ ખ્યાતિ લઈને આવ્યા હતા મુબાઈના મ્યુનિસિપલ કમિસ્નર મિ. ક્રોફર્ડ પર કેસ ચાલ્યો ત્યારે તેની સામે જુબાની આપવાની હિંમત તેમણે દાખવેલી ત્યારથી તેમની નીડરતા, સત્યપ્રિયતા અને બાહોશી પ્રજાની જાણમા આવી હતી એક મોટા હોદ્દેદાર અંગ્રેજી અમલદારની વિરુદ્ધ સાક્ષી આપવામા અનેક જોખમો

સમાયેલા હતા, એ ગાથે વહોરી તેમણે કદાચ પોતાની નોકરી જવાનો પ્રસગ પણ આવે એ વાતને બાજુએ મૂકી પ્રજાની સેવા બજાવી હતી એ તે સમયનો ઇતિહાસ જાણનારને ખબર છે.

અમદાવાદમા સરકારી નોકરોમાથી થોડા અને બિનસરકારી પુરુષો સમાજસુધારા અને ધર્મસુધારણાનુ કામ કરી રહ્યા હતા સ્વ. રા ગોવિન્દરાવ આપાજી પાટિલ અહીં પ્રથમ એલએલ. બી વકીલ આવ્યા. તેમણે આવી રાજકીય ક્ષેત્રમા અમદાવાદને જાગૃતિમાં આણ્યુ હતું એક બે સ્થાનિક વર્તમાનપત્રો ચાલતાં હતા, પરતુ પ્રજામત આગળ વધેલો નહોતો. મ્યુનિસિપાલિટીમાં ચૂટણીનુ તત્ત્વ દાખલ થયે કેટલાક વર્ષો થયા હતા, પરતુ પ્રમુખ પોતાનો ચૂટાતો નહોતો. ચૂટણીમા રસાકસી આ અરસામા—રા બા ભીમભાઇના અહીં આવવા પછી શરૂ થઇ અમદાવાદ મ્યુનિસિપાલિટી અને બીજી તરફથી ધારાસભામા સભ્ય મોકલવાનો હક હતો તે દૃષ્ટિબિંદુથી મ્યુનિસિપલ ચૂટણીનું ધોરણ રાખવાના પ્રયત્નો થવા લાગ્યા ગમે તેમ પણ પ્રજા પોતાના પ્રતિનિધિઓમા રસ લેતા શીખી અને ચૂટણીના પ્રસગોએ લોકોની ધમાલ થવા લાગી અમદાવાદના શેઠિયાઓ જોડે રા. બા ભીમભાઇને સારુ ઓળખાણ જામ્યુ હતુ તેઓને જાહેર પ્રશ્નોમા રસ લેતા કર્યાં મુબાઇના સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી સ્વ ગોકળદાસ કહાનદાસ પારેખ ભીમભાઇના તથા લાલશંકરના પરમ મિત્ર હતા તેઓની મૈત્રી વડે એમના સ્થાનિક મિત્રોનું ભારે મડળ બન્યુ હતું. અમદાવાદના ઘણા પ્રશ્નોની ભારે ચર્ચા આ મડળમા થતી અને જુવાન વકીલ મડળ તેમા જોડાયુ આ પ્રમાણે જાહેર જીવનમા રસ લેતા માણસોની સંખ્યા વધવા લાગી. ત્યારબાદ અમદાવાદમા ૧૯૦૨ના ડિસેંબરમા કોંગ્રેસનું સત્ર ભર્યુ જેની સાથે સસારસુધારા-સમાજ ઔદ્યોગિક પ્રદર્શન ભરાયુ. આ સર્વને અગે અમદાવાદની વેપારી આલમ જાગ્રત થઇ ગઈ અને પ્રજાજનો તરીકેના પોતાના

હમે સબંધે વિચાર કરવાની તેમને તક સાપડી

અમદાવાદના શ્રીમંત શેઠિયાઓ માત્ર પોતાનો ધંધો સાચવીને બેસી રહેતા. તેમનામા શહેરીપણાનું ખમીર આણવાના કાર્યમા ભીમભાઇનો જબરો ફાળો હતો સુરતના વતની હોઈ સર્વ વાતે શોખીન હતા અમદાવાદના શહેરીઓ પૈસાવાળા હોય તોપણ મોજશોખ તરફ ઓછી વૃત્તિવાળા લક્ષાધિપતિઓ નાના બગલાઓમા કે ગીચ વસ્તીના ઘરોમા વસતા. શેઠ મનસુખભાઈ જગુભાઇ તથા જમના ભાઈના અંગત સંબંધીઓ અને તેમને બગલા બાધવા તેમણે પ્રેર્યા સુરતના વતની પાસે થોડા નાણા હોય તોપણ ફાકડું ઘર બાધે અને ખાવા પીવાના શોખ કરે મનસુખભાઇએ બગલો બાધ્યો અને સાથે બીજા સખ્યાબંધ બગલા બધાઇ ગયા

અમદાવાદના શ્રીમતો હવા ખાવા બહારગામ જવાનું સમજતા નહોતા રા બા ભીમભાઇને પોતાના બગલા ડુમસમા હતા સુરતમા પોતે ડેપ્યુટી કલેક્ટર હતા ત્યારે ડુમસમા બગલો બાધી રહી નોકરી માટે દરરોજ બગલના સિગરામમા સુરત આવે અને તે અરસામા પોતાના બગલા ત્યા બધાવ્યા સાથે સાથે પોતાના સુરતના મિત્રો રા બા નદશકર તુળજાશકર, રા મનસુખલાલ મુગટલાલ મુનશી, રા ખડેરાવ બેદારકર, રા બા દોલતરાય સંપતરાય રા તુળજાશકર જીવણરામ, રા મોટાભાઈ દેસાઈ વગેરે સર્વેના બગલા તે અરસામા કચેરીમા બધાયા ગોકળદાસભાઈએ પણ એક બગલો બાધ્યો આમ ત્યા પણ મિત્રોનું મડળ જામ્યુ હતુ રજા લઈ ઉનાળામા બીજા ગામોથી પોતાના મિત્રોને પોતાને ત્યા તેડાવે અને ઉત્સાહપૂર્વક ત્યા તેમનું સ્વાગત કરે એમનુ દિલ ભારે ઉદાર હતું અને આવા મહેમાનોને આનદ આપવો, તેમની સરભરા કરવી એ એમના કુટુબીજનોની ફરજ થઇ પડતી સાથે કડક પણ તેવા બગલાની બારીઓ કે રવેશ નીચેની પાળ પર કોઇને થૂકવાનું નહિ એમ ચાલુ હુકમ હતો એક

પ્રસંગે પાર્વતીશંકર હવે માસ્તર તેમના મહેમાન હતા, તેમણે પાન ખાઇને પાળ પર પિચકારી મારી ભીમભાઈ રાતાપીળા થઇ ગયા; નોકર પાસે પાણીની ડોલ મગાવી, કાથી મગાવી અને તે વડે ડાઘ ઘસીને રા. બા. પાર્વતીશંકર પાસે સાફ કરાવ્યા!

આવા મહેમાનોમા જાત કોમનો ભેદ નહોતો. કેરવાડાના ઠાકોર (જેઓ તે વખતે સગીર હોઈ તેમના વૉર્ડ હતા) મુસલમાન છતા કુટુંબના છોકરાઓ પેઠે તેમને ત્યા રહેતા અમદાવાદના ડૉ. કલ્યાણીવાળા(પારસી ગૃહસ્થ છે)ને પણ રજા લેવડાવી ડુમસ હવા ખાવા પોતાને બંગલે મહેમાન કરેલા. આમ હવા ખાવાનો સ્વાદ લગાડી તેમણે ઘણા જણને પર્વત પર કે નદીકિનારે જતા કરી દીધા હતા આ બધામા શેઠ મનસુખભાઇને તેઓ પિગળાવી શકયા નહિ. તેઓ કહેતા કે મિલની મારી ઑફિસ જેવી ઠંડક મને કોઇ જગ્યાએ લાગતી નથી' જમનાભાઈ બંગલો લઈ દર વર્ષે ડુમસ રહેતા હતા

સુરતના ડેપ્યુટી કલેકટર હતા ત્યારે લાંબો વખત ડુમસ રહેલા. અનાવિલ જ્ઞાતિના હોઈ ખેતીવાડી તરફ ખૂબ પ્રીતિ હતી ડુમસની રમાળ ભૂમિમા ફળવાડીઓ કરાવી અને તેના પાક માટે સકારણ ગર્વ ધરાવતા આફુસ પાયરીના આંબાવાડિયા, ફ્રાન્સી લીંબુ પપનસ અનનાસ વગેરે વિવિધ ફળોની વાડીઓ ડુમસમા તેમની સૂચનાથી થયેલા ત્યાના દરેક બંગલા સાથે ઘરવટ અને માળીઓ દૂબળાઓ વગેરેની સાથે વાતો કરી તેમની ખબર અંતર પૂછતા. અમલદારીનો દોર જરા પણ રાખતા નહિ

રા બા. લાલશંકરભાઈ દ્વારા અમારે તેમની સાથે સંબંધ બંધાયેલો. જમાનાખાધેલ, અને દીર્ઘદર્શી હોઈ માણસની પરીક્ષા કરવામા પૂરા હતા. તેમને ત્યા કાચા પોચા કે છિદ્રવાળા માણસનું કામ નહિ સ્વ રમણભાઈને જાહેર જીવનમા આગળ પડવાનું પ્રોત્સાહન આપનાર આપ્તજનો

મા રા ગા ભીમભાઇ અગ્રેસર હતા મ્યુનિસિપાલિટીમા ઊભા રહેવા સલાહ આપનાર પણ તેઓ જ હતા અને નોકરી છોડી વકીલાત કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમણે પૂર્ણ ટેકો આપેલો તેમની મંત્રણાઓ જૂના જમાનાના રાજ્યકારભારનિપુણ મહામંત્રીની યાદ આપે તેવી હતી

જેમને મિત્ર કહ્યા તેમનુ કામ પોતાની સર્વ શક્તિઓ વાપરી પાર પાડી આપવામા તેમની જોડ મળે તેમ નથી માના બહેન શારદા બહેનનો વિવાહ ડૉ બટુકરામના પુત્ર જે સુમંત સાથે થયો હતો સુમંતભાઇની વધુ અભ્યાસ માટે ઇગ્લાડ જવાનુ હતુ અને તે પહેલા લગ્ન કરવા એમ બટુકરામનો આગ્રહ હતો લગ્નનો નિર્ણય થયો તે અરસામા મુબાઈમા પ્લેગ પુષ્કળ ચાલતો અને આણંદમા જબરુ કવોરન્ટાઇન હતુ આ સજોગોમા કવોરન્ટાઇનમા રોકાઇ અમદાવાદ આવી લગ્ન કરવામા લગ્નમા ઘણો વિલબ થાય અને અમુક સ્ટીમર ચૂકી જવાય એ સ્થિતિ હતી ડૉ બટુકરામે લખ્યુ કે કન્યાપક્ષ વડોદરે આવે, લગ્ન કરી પાછા જતે કવોરન્ટાઇનમા રોકાય તો સ્ટીમર ન ચૂકવી પડે તે જમાનામા પરગામ કન્યા દેવા માટે પણ નાતીનાઓનો કોપ વહોરવો પડતો બટુકરામ વિલાયત જઇ આવેલા, સુમંતભાઈ જવાના, એવી એવી વાતોથી નાત વિરુદ્ધ થઈ ગઈ હતી, છતા હિંમત રાખી વિવાહ કર્યો, પણ ચાલતી રૂઢિથી ઊલટા જઈ સામી કન્યા લઈ જઈ લગ્ન કરવાની સૂચના અમારે ગળે ઉતરી નહિ ભીમભાઈ સાહેબની સલાહ પૂછી તેઓ બટુકરામના, નદશકરના અને અમારા સ્નેહી હતા અને આ મ ધમા તેમની સપૂર્ણ સહાનુભૂતિ હતી તેમણે બટુકરામને લખ્યુ અને એક સ્ટીમર મોડા જવાય તો ચલાવી લેવા સૂચના કરી તેમનો એવો પ્રભાવ હતો કે ના પાડવી મુશ્કેલ થઇ પડે આમ લખ્યુ તો ખરુ પરતુ મિત્રકૃત્ય કરવાની તેમની ઇચ્છા આથી સંતોષાઈ નહિ આણંદમા કવોરન્ટાઇન ઑફિસર મિ ગમનજી મોદી હતા આ ગૃહસ્થ સુરતના અને ડેપ્યુટી કલેક્ટરની ગ્રેડના હોઈ ઓળખાણના રા બા

ભીમભાઇ જાતે આણંદ ગયા બટુકરામ વગેરેને આવવા સગવી તે અમલદારને સંતોષ આપે એવી સમજાવટ કરી, જોખમદારી પોતાને માથે લઇ સીધા અમદાવાદ સર્વેને આવવાની ગોઠવણ કરી દીધી. આજ વિચાર કરતા લાગે છે કે સામી કન્યા લઇને જવામા હીણપત શી હતી, પણ તે જમાનામા આજે સહેલી લાગતી વસ્તુઓ ભારે મુશ્કેલ લાગતી આ ગોઠવણમા ખાસ મહત્ત્વ નથી, ગ ગા ભીમભાઇ માનેલા કર્તવ્યને પાર ઉતારવા કેટલી જહેમત ઉઠાવતા તેનુ દૃષ્ટાત પૂરુ પાડે છે.

મારા તેમજ શારદાબહેન તરફ એક વડીલ તરીકે તેમની મીઠી નજર હતી અમે બી એ.ની પરીક્ષા પસાર કરી ત્યારે અમારા કુટુબીઓ જેટલો જ તેમને આનદ થયો હતો અને એ વાત સહુ આગળ ગર્વથી કહેતા તે પછી તેમનુ જીવન લાબુ પહોચ્યુ નહિ ડિસ્પેપ્સિયાનો રોગ તેમને લાગુ પડ્યો ખાવાપીવાના અત્યત શોખીન, ભજિયા, મૂઠિયા, પાતરા, ઢોકળા વગેરે વિવિધ વાનીઓ દરરોજ જોઇએ આ ટેવને ખોરાકનો પ્રતિબધ તે મહા મુશ્કેલ થઈ પડ્યો આ મદવાડ દરમ્યાન મે વેકેશનમા અમે તેમના બગલામા રહેતા હતા અને તેઓ પાછળથી ત્યા આવેલા પોતે ઘરના વડીલ અને બીજા તેમની આજ્ઞા ઉઠાવનાર એટલે આ મદવાડમા પથ્ય પળાવવુ અશક્ય થઇ પડ્યુ હતુ અમે રસોયાને ઠપકો આપીએ ને તેઓ પણ તેનો દમ કાઢે Selfwilled માણસ રહ્યા એટલે તેમના આગ્રહને વશ સહુને થવુ પડતુ પાછળથી તેમનુ આરોગ્ય સુધર્યું અને મન પર સયમ પણ આણ્યો, પરતુ દર્દે પેસેલુ તે મૂળ મૂકીને ગયુ નહિ તેઓ પ્રથમ શ્રી ગણેશ માવળકરના મકાનમા રહેતા, પરતુ પાછળથી હાનની લોકલ બોર્ડની ઓફિસવાળો બગલો તેમણે લીધો આ બગલો મળવાથી પોતે અતિશય પ્રસન્ન થયા હતા, પરતુ ટૂક સમયમા એ જ બગલામા તેમણે દેહ છોડચો

સ્વાશ્રયી અને નીડર અમલદાર તરીકે સરકાર દરબારમાં તેમની ખ્યાતિ હતી સેંકડો તાલુકદારોના દિલ તેમણે જીત્યા હતા તાલુકદારોની તરફેણમાં લડીને તેમના હક અપાવવા તેમણે બનતું કર્યું હતું તેમનો રુઆબ અને તેજ એટલા પ્રબળ હતા કે અસત્ય કે અપ્રામાણિકતા ચલાવી લેવાની તેમના હાથ નીચેનાઓની મગદૂર નહોતી કડકાઈ સાથે માયાળુપણું તેટલું જ તેમના શિરસ્તેદારો, કારકુનો, પટાવાળાઓ તેમને પોતાના મુરબ્બી તરીકે અત્યંત સ્નેહથી ચાહતા

એમની કુટુંબવત્સલતા પણ અતિશય હતી વીસ નાનામોટા માણસોના કુટુંબમાં ભત્રીજા ભાણેજા, દૌહિત્રો વગેરે સર્વ તરફ એક સરખી નજર રાખતા કેટલાએ બહારના તેમના ઓળખાણવાળા જાણી શકતા નહિ કે તેમના પુત્રો કોણ, ભત્રીજા કોણ અને ભત્રીજાના છોકરાઓ કોણ બધા જ તેમને બાપુજી કહે અને કોઈ તરફ ભેદભાવ નહિ એ વિસ્તારી કુટુંબનું નાવ તેમના જ્યેષ્ઠ પુત્રી કાશીબહેન જેઓ બાળવયે વિધવા થયેલા તે ચલાવતા કાશીબહેન માટે તેમના પિતાને ભારે માન હતું

મોટા હોદ્દો પ્રાપ્ત કરી, તેને શોભાવી, પ્રજાનું પણ ભલું કરવામાં આ પ્રભાવશાળી પુરુષે ગુજરાતનું નામ દીપાવ્યું છે

## : ૧૩ :

## લેડી લીલી

આજથી ચાળીસ વર્ષ પૂર્વે ઉત્તર વિભાગના કમિશ્નર સર ફ્રેડ્રિક લીલી હતા તેમના એઓ પત્ની સર ફ્રેડ્રિક સુરત જિલ્લાના કલેક્ટર હતા અને પોરબંદરના એડ્મિનિસ્ટ્રેટર હતા લેડી લીલી તે એકવાર મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના લેડી સુપરિન્ટેન્ડન્ટ હતા અને તેમનું નામ મિસ મિશન હતું પાદરીના પુત્રી હતા અને શાળાના

અધિષ્ઠાત્રી તરીકે દેશી ગહેનોના નિકટ પરિચયમા આવેલા અમદાવાદમા આસિસ્ટટ કલેક્ટર તરીકે મિ. લીલી (તેમના નામના અક્ષરો Lely હોવાથી ગુજગતમા સહુ તેમને 'લેલી સાહેબ'ને નામે ઓળખતા) હતા તે વખત કે ત્યાર પછી સુરતના કલેક્ટર થયા ત્યારે મિસ મિશલનાં લગ્ન થયા. બગાળના એક વખતના ગવર્નર સર એન્ડ્રુસ ફ્રેઝરના તે 'કઝીન' કોઈના દીકરી થાય એ ગવર્નરના પિતા પણ પાદરી હતા એમ જાણવામા છે. કમિશ્નરના પત્ની તરીકે આવ્યા ત્યારથી મારે તેમની સાથે ઓળખાણ થયુ હતુ કેવી રીતે અને ક્યારે તેની ચોક્કસ યાદ નથી, પરતુ લેડીઝ કલબ ને નેશનલ ઇન્ડિયન એસોશિયેશનની મત્રી તરીકે તેમની સાથે મારો મેળાપ થયો હશે એમ ધારુ છુ. આ બાઈના દિલમા હિંદીઓ માટે સારી લાગણી હતી એમ મને લાગ્યુ છે તેમની લાગણી તે ઊતરતા પ્રકારના પ્રાણી તરફની દયાવૃત્તિ જેવી નહોતી એમ હજી પણ હુ માનું છુ હિંદી સ્ત્રીઓ ભણીગણી આગળ વધે એવી તેમની તીવ્ર ઇચ્છા ઘણી વાર જોવામા આવતી.

માનવજાતિ પ્રત્યેનો તેમનો પ્રેમ છપનિયાના દુકાળ વખતે પૂર્ણપણે પ્રદર્શિત થયો જાહેર કામમા મને તેમણે તે પ્રસગે દોરવાનો આરભ કર્યો દુકાળિયાની છાવણીમા લગભગ રોજ જવુ, તેમની ખાસ ખબર રાખવી, માદા હોય તેની યોગ્ય સારવાર કરાવવી અને બાળકો માટે ઘટતી ગોઠવણો કરાવવા તેઓ સતત કાળજી રાખતા પ્રજા સાથે આવો વિકટ પ્રસગ અને પતિની હાકેમી એટલે તેમને નાણાની પુષ્કળ મદદ મળી હતી કાર્ય કરનારાનો પણ જબરો સાથ હતો દુકાળથી પીડાતા મનુષ્યોને માટે દાઝી જતુ તેમનુ દિલ તેમની સાથે કામ કરનારને ઉત્સાહ પ્રેરતુ એ દયાળુ દિલની સન્નારીએ તે વખતે સેંકડો મનુષ્યોના આશીર્વાદ મેળવ્યા હશે લોકો પાસેથી ગરીબો માટે કપડા એકઠા કરી તેમને વહેંચવાના કામમા અમે સાથે જતા. રા બા લાલ શકરભાઇ તો જોડાયેલા હોય જ આમ પરોપકારી કાર્યમા પ્રવેશ

ફગાવનારાં આ બે મારા ગુરુઓ હતા એમ કહું તો ચાલે.

અમદાવાદની મુસલમાન પ્રજાના સમાગમમા તેઓ આવ્યાં હશે અને એ કોમની ગરીબાઈએ તેમને પ્રેર્યા. આ બાઈઓને હુન્નર શીખવવામાં આવે તો પોતાના ગુજરાનનું જૂજ સાધન ઊભું કરી શકે એમ તેમને લાગવાથી તે બાઈઓ માટે લેડીઝ કલબના મકાનમાં શીવણવર્ગ ખોલ્યો અને તેમને મહેનતાણું આપવા માટે નાણાં ભેગાં કર્યાં. એમના પ્રયાસથી સિવિલ હોસ્પિટલ તથા ગાંડાની ઇસ્પિતાલના વાર્ષિક કપડાં શીવવાનો કોન્ટ્રાકટ મળ્યો. આ માટે ખાસ જાતનું કાપડ વણાવવાનું હતું એ બધુ કામ તેમણે મને સોંપ્યુ હતુ. કાપડ ઘણી વાર બગડે અને નકામુ જાય, કેમકે શીવનારાં ઘણા બિનઆવડતવાળાં હતાં, પણ નાણા એકઠા કરેલા તેમાથી એ ખોટ પૂરી પડતી લગભગ સો બાઈઓ કામ કરવા આવતી દોરાનાં બટન અને પાટી પણ તેઓ પાસે બનાવડાવતા. આ પ્રમાણે ગરીબ બાઈઓને ઉદ્યમ કરાવી તેમને ઉપજીવિકા આપવાનુ પુણ્ય તેમણે હાંસલ કર્યું. અત્રેથી તેઓ ઇગ્લાંડ ગયા ત્યારપછી કેટલાંક વર્ષ આ કામ મેં ચલાવેલુ, પણ ધીમેધીમે કોન્ટ્રાકટ બંધ થયા અને બીજા ઓર્ડર લાવવાનુ કામ મારાથી બની શક્યુ નહિ. એ ગરીબ બાઈઓના કકળાટ વચ્ચે આ કામ બંધ પાડવુ પડયુ. કમિશ્નર સાહેબનાં પત્નીના ખાતર કોન્ટ્રાકટ મળ્યો હોય એમ જણાયુ. લાગતાવળગતાને આ કોન્ટ્રાકટ આપવા નહિ રુચ્યા હોય એટલે તેમના નિવૃત્ત થયા પછી આ પરોપકારી કાર્યનો અંત આવ્યો.

નેશનલ ઇંડિયન એસોસિયેશન એ ઇગ્લાંડમાં સ્થપાયેલી સંસ્થા છે. મિસ મેનિંગ અને બીજા સહાનુભૂતિ ધરાવનારાં અંગ્રેજ સ્ત્રીપુરુષોને લાગેલુ કે હિંદીઓ અને અંગ્રેજો વચ્ચે સહકાર સાધી એકબીજાના નિકટ પરિચયમા અવાય તો બંને પ્રજાને લાભ છે અને તેવા મુખ્ય ઉદ્દેશથી એ સંસ્થા સ્થપાઈ છે. અને ૧૮૮૯મા અમદાવાદના ડિસ્ટ્રિકટ

જજ મિ. એસ્ટનના પત્નીને એની શાખા અહીં સ્થાપવાનો વિચાર થયો. હિંદુસ્તાનનાં બીજા ગામોમાં તો સ્થપાઈ હતી. આ સંસ્થા સ્થપાઈ અને અમદાવાદમાં રા. બા. ભોળાનાથ સારાભાઈના સ્મારક તરીકે 'ભોળાનાથ લિટરરી ઇન્સ્ટિટ્યૂટ ફોર વીમેન'નું મકાન બંધાયું. એ સ્મારક કમિટીને લાગ્યું કે આ નૅશનલ ઈંડિયન એસોશિયેશન જેવી કાયમી સંસ્થાને એ મકાન અને લાઇબ્રેરીનો વહીવટ સોંપવો. તે મુજબ સોંપાયો. કમિશનરોની પત્નીઓ આ સંસ્થામાં રસ લેતી અને હિંદી સ્ત્રીપુરુષોને પોતાને ત્યાં મેળાવડા કરી તેડતી. આમ સમાગમમાં આવવા નૅશનલ ઇંડિયન એસોશિયેશનના સભ્યો પણ ઘણા થયા હતા. લેડી લીલી દર દીવાળીએ મોટી પાર્ટી આ સભ્યોને તેડીને કરતાં.

સને ૧૯૦૨માં અમદાવાદમાં કોંગ્રેસ ભરાઈ. સુરેન્દ્રનાથ બેનરજી જેવા જગવિખ્યાત વક્તા પ્રમુખ હતા. તેમનું વ્યાખ્યાન સાંભળવા સૌ ઉતેજાર હશે એમ ધારી કમિશનર મિ. લીલીએ તમામ ઑફિસોમાં મકર્યુલર કાઢી કોંગ્રેસની બેઠકમાં હાજર રહેવા ઇચ્છા હોય તો જવા છૂટ આપી દીધી હતી. કોંગ્રેસની બેઠક પૂરી થયા પછી મંડપમાંથી અમને કેટલાકને લેડી લીલીએ ચા પીવા તેડ્યા હતા. આમ તેમણે દાખવેલી ઉદાર મનોવૃત્તિથી સૌકોઈ પ્રસન્ન થયું હતું.

કોઈ પ્રસંગે કમિટીમાં પોતાનો મત પતિથી જુદો હોય તો take votes એમ કહી મત લેવડાવી બહુમતીથી કામ કરતા. ગત સમ કે હા જી હાનું વાતાવરણ ચાલવા દેતા નહિ.

શાળામાં હતા ત્યારે જે શિક્ષકો સાથે કામ કરેલું તે તેમને હમેશ યાદ કરનાર છે. ગ. રેવાશંકર ભટ્ટ ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર હતા. તેઓ જીવ્યા ત્યાંસુધી તેમની સાથે નિયમિત પત્રવ્યવહાર કરતા.

ઊંચે હોદ્દે હોવા છતાં અભિમાનનો અંશ પણ તેમનામાં નહોતો. અમારે ત્યાં અનેક પ્રસંગે આવે. માંદગીમાં ખબર કાઢી જાય અને

બાળકો પ્રત્યે સ્નેહ દર્શાવે. ઘર ચલાવવામાં કુશળ હતાં. નોકરો પર પૂરી દેખરેખ રાખતા તેમને જોયા છે. તેમના રસોડામાં હિંદી ખાદ્ય પદાર્થો મારી પાસે તેમણે ઘણી વાર શીખી લીધેલા. દૂધ આખરવાનું કામ તેમનું પોતાનું હમેશ હતું. કેક વગેરે બનાવવામાં કુશળ હતાં અને મહેમાનોની સરભરા કરવામાં અને બધાની ખબર લેનાર હતાં. મારાં તેમજ બહેન શારદા પ્રત્યે તેમનો અત્યંત સદ્ભાવ હતો. હજી એ બાઈ હયાત છે. તેમના પતિ થોડા વખત પર ગુજરી ગયા. સર ફ્રેડ્રિક લીલીએ કરસનદાસ મૂળજીના ચરિત્ર પર એક વિચારપૂર્ણ લેખ લખ્યો હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી તરીકે રા. બા. લાલશંકરના કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરી છે. ટૂંકામાં પ્રજાવર્ગમાં ભળી તેમની સસ્થાઓ અને હિલચાલો પ્રત્યે સહાનુભૂતિ દાખવી ઉત્તેજન આપ્યું છે.

તેમનો પરિચય થયો તે પહેલાં અને તે પછી અનેક યુરોપિયન સ્ત્રીઓનો પરિચય મને થયો છે. કોઈમાં એક ગુણ અને કોઈમાં બીજો; પણ આમ બધી રીતે સન્માન અને સદ્ભાવને યોગ્ય બીજાં કોઈનો પ્રસંગ મારે પડ્યો નથી.

કાળના વહેવા સાથે મને લાગે છે કે બને કોમોનો એકબીજા પ્રત્યેનો ભાવ બદલાયો છે યુરોપિયન કોમનાં ત્રણચાર બાનુઓ મારાં પરમ મિત્ર છે અને તેમની સાથે મારે ગાઢ સંબંધ છે, પરંતુ લેડી લીલીનું સ્થાન જુદું જ છે

## : ૨૦ :

## રા. બા. લાલશંકર ઉમિયાશંકર

રા. બા. લાલશંકર સંબંધે એકેક પ્રસંગે મેં લખેલું છે એટલે કેટલીક પુનરાવૃત્તિ થવાનો સંભવ છે, પરંતુ જે જે નાનામોટા પુરુષોએ મારા જીવન પર છાપ પાડી છે તેમજ જેમનું

અનેકવિધ મારા પર ઋણ છે તેમાં લાલશંકરભાઈનું સ્થાન મોખરે હોવાથી આ ચિત્રમાળામાં તેમનું આલેખન થવું જોઈએ.

સાધારણ પરિસ્થિતિમાંથી આપબળ અને જાતમહેનતથી વધેલા નામાંકિત પુરુષોમાંના એક રા. બા. લાલશંકર હતા. ખંત, ચીવટપણું, આગ્રહી સ્વભાવ, એક ધ્યેયને વળગી રહેવું અને ઉત્સાહપૂર્વક મહેનત કરવાની ટેવ એ એમના સ્વભાવના લક્ષણ હતાં અને તે વડે જ મોટી પદવી, માન અને લોકપ્રિયતા તેમણે પ્રાપ્ત કર્યા હતા. ટ્રેનિંગ કૉલેજમાં માત્ર પ્રાથમિક શિક્ષકનું જ્ઞાન મેળવી તેમણે જીવનની શરૂઆત કરેલી, પરંતુ અંગ્રેજી અભ્યાસ કરવાની ઉત્કટ ઇચ્છાને પરિણામે એફ.ઈ.ની પરીક્ષા (હું ધારું છું મદ્રાસ યુનિવર્સિટીની) સુધી પહોંચ્યા. એટલેથી પણ આ ઉત્સાહી અને મોટા અભિલાષ ધરાવનાર ગૃહસ્થને સંતોષ થયો નહિ. એ જમાનામાં મુનસફ થવા માટે કાયદાની પરીક્ષા આપવી પડતી તે આપી તેઓ તેમાં ફત્તેહમંદ થયા. ત્યારબાદ મુનસફની નોકરી તેમને મળી. તેને અંગે ગામ પરગામ ફરવું પડેલું અને પ્રત્યેક સ્થળે પોતાની કાંઇ ને કાંઈ નિશાની તેઓ મૂકતા આવેલા. કોઈ ઠેકાણે લાઇબ્રેરી કઢાવી હશે તો કોઇ ઠેકાણે શાળા ખોલાવી હશે. કોઇ સ્થળે પ્રાર્થનાસમાજની સ્થાપના કરી હશે તો બીજે સ્થળે કન્યાશાળા કઢાવી હશે. પરંતુ એમનું મહાન કાર્ય તો પંઢરપુરનું અનાથ બાલાશ્રમ હતું. પંઢરપુર તીર્થસ્થાન હોઇ ત્યાં અનેક વિધવાઓ પોતાના પાપ છુપાવવા આવે છે એ જાણીતી વાત હતી. એક પ્રસંગે ફરવા જતાં લાલશંકરભાઇની ઠેસે એક ફેંકી દીધેલું બાળક આવ્યું જે બનાવ પરથી ત્યાં એક આશ્રમ સ્થાપવાની તેમને સ્ફુરણા થઇ એ વાત ઘણી વાર લખાયેલી છે. તેમના લોકોપકારક કામ ઠામઠામ એટલા બધાં હતાં કે તેઓ 'દેવ મુનસફ'નું ઉપનામ મેળવવા પામ્યા હતા.

પ્રજાકીય કામ કરવાની પ્રેરણા તેમને તેમના ગુરુ રા. સા. મહીપતરામ તરફથી મળેલી એમ ઘણી વાર તેઓ કહેતા. તેમની બદલી

અમદાવાદમા થઇ ત્યાનપછી અહીંની અનેક જાહેર સંસ્થાઓમા તેમણે આગેવાનીભરેલો ભાગ લીધેલો હતો પોતાના ગુરુનું સ્મારક 'મહીપત રામ રૂપરામ અનાથાશ્રમ' સ્થાપ્યુ અને તેનું મકાન બધાવ્યુ આપાન રાવ ભોળાનાથ લાઇબ્રેરીનું મકાન બધાવ્યુ એ લાઇબ્રેરી રાયપુરમા નાનાસરખા ભાડાના મેડા પર બેસતી તેને માટે મકાનની જરૂર હતી એ જિલ્લામા મકાનો મોઘા અને મળે પણ ભાગ્યેજ મકાન માટે અમુક રકમ રા ના ભોળાનાથ એટલે લાઇબ્રેરીના દાતાના કુટુબીઓ પાસેથી લેવાની હતી આ રકમ મળવામા વાધા આવ્યા કરતા લાલ શકરની વ્યવહારુ બુદ્ધિએ તેનો તોડ શોધી કાઢ્યો રાયપુર દરવાજા બહાર દાતાની જગ્યા હતી તે જગ્યા રૂપિયાને બદલે માગી અને ત્યા લાઇબ્રેરી બાધી દીધી ઘણાએ વિરોધ દર્શાવ્યો કે દૂર જગાનમા લાઇ બ્રેરી બાધો છો તે કોઈ લાભ લેવાનુ નથી, પરતુ આ દીર્ઘ દૃષ્ટિવાળા ગૃહસ્થ સમજી ગયા હતા કે શહેરનો વિસ્તાર થવાનો છે, વાચનનો શોખ હશે તે ગમે ત્યા જઈ જરૂર વાચશે જ, અને મકાન બધાવાથી સંસ્થાનુ સ્થાયીપણુ જળવાશે, નાણાના વાધા ચાલ્યા જશે આજ અમદાવાદ શહેરની મારામા સારી લાઇબ્રેરી હોય તો એ જ છે એમ કહ્યા વગર ચાલે એમ નથી.

અનાથાશ્રમનુ મકાન પણ તેમણે જ ખાત અને મહેનતથી બધા યુ હતુ તેને માટે નાણા એકઠા કર્યા એટલું જ નહિ, પરતુ પોતાની વહેલાની ઓળખાણનો લાભ લઇ ઇમારતી માલ પણ ઘણો વિના મૂલ્યે અને ઘણી ઓછી કિંમતે મેળવી લીધો એ સંસ્થાનો સ્થાન પણ તેમનો જ હતો અને તે માટે પણ કેટલાકનો વિરોધ હતો પણ તેમણે સ્થા પેલી એ સસ્થા ગુજરાતમા એક ભારે જરૂર પૂરી પાડે છે એ સમયે સિદ્ધ કર્યું છે

ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટનુ મકાન પણ તેમને હાથે જ બધા યેલું તાપ તડકા વરસાદમા ઊભા રહી કડિયા મજૂરો સાથે માથા

ઝીકણા કરતા જેમણે એમને જોયા હશે તેમને એમની ખતનો ખ્યાલ હશે જ પ્લેનમેકર પણ પોતે, એસ્ટિમેટ પોતાના ને ડિપાર્ટમેન્ટલી કામ કરાવે તે ભના કોન્ટ્રાક્ટરથી પણ વધારે દેખરેખ નામે ગાર હજાર રૂપિયાની સાધારણ રકમમા આ સુદર અને મજબૂત મકાન તેમણે બધાવેલુ જેનો એક કાકરો પણ આજ પિસ્તાળીસ વર્ષે ખર્યો નથી આજ તો આવા મકાનના ચાળીસ હજાર ઓછામા ઓછા ખર્ચે થાય, પણ તે જમાનામા પણ વીસપચીસ હજારથી ઓછે ખર્ચે બાધી શકાયુ હશે એમ કોઈ માની શકતુ નહોતુ

અજુમને ઇસ્લામ શાળાનુ મકાન પણ તેઓને હાથે બધાયેલુ ગ સા મહીપતરામે એ અજુમન સ્થાપવામા આગેવાની લીધેની તેમની પછી તેમના ઘણા કામોનો વારસો લાલશકરને મળ્યો તેને અન્વયે એ મકાન બાધવાનુ તેમના ફાળે આવેલુ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને પ્રેમાભાઇ હોલનુ મકાન પદરવીસ હજારમા તેમણે બધાવેલુ સોસાઈટીનુ અસલ મકાન તે હાલ હાલ જ્યા હીમાભાઇ ઇન્સ્ટિટ્યૂટ છે તે હતુ ત્યા જગાની તગાશ પડવા લાગી એટલે સરકાર પાસેથી નામના ભાડાથી હાલના પ્રેમાભાઈ હોલ ની જગા મેળવી 'પ્રેમાભાઇ હોલ'નુ નામ આપવાનુ ઠરાવી એમના સ્મારકની રકમ મેળવી અને સોસાયટીની ઑફિસ તથા હોલ ઊભા કર્યા આજ વિચાર કરીએ છીએ તો સમજણ નથી પડતી કે એ હોલ નહોતો ત્યારે લોકો વ્યાખ્યાનો કયા કરતા અથવા વ્યાખ્યાનો થતા જ નહિ શુ, કે સભાઓ ભરાતી જ નહિ? શહેરની તે વખતની મોટી જરૂરિયાત તેમણે આમ જ્યાત્યાથી નાણા ભેગા કરી પૂરી પાડી હતી કોઇ અમલદારે તેમને Excellent Beggerનુ નામ આપ્યુ હતુ લાગવગ અને પ્રયત્નો વડે દુકાળ વખતે પણ તેમણે ગુજરાતના પીડિતો માટે હજારો રૂપિયા એકઠા કરેલા માણસો ઉપરાત ઢોરોને પણ સહાય કરી હતી પોતાના જ કૉમ્પાઉન્ડમા ઢોરો માટે

ગોશાળા કાઢી જાતે દેખરેખ રાખી તેમણે નિર્દોષ મૂંગાં પ્રાણીઓને જીવિતદાન આપ્યું હતું. અમદાવાદની તેમણે અનેકવિધ સેવાઓ કરી હતી, તેમાં આ દુકાળ વખતની સેવા તો અતુલ હતી.

સમાજસુધારણા અને ધાર્મિક ઉન્નતિ માટે તેમણે તનતોડ પ્રયત્નો કર્યા હતા. સ્ત્રીકેળવણીમાં એમને અટલ શ્રદ્ધા હતી અને એ જ શ્રદ્ધાથી દોરાઈ પોતાનાં પત્નીનું સ્મારક રાખવા એક કન્યાશાળા કાઢી છે. અમદાવાદમાં કન્યાઓ માટે શાળા નીકળી ત્યારે દાખલો બેસાડવા પોતાનાં મોટી ઉમરનાં પત્નીને વિદ્યાર્થિની તરીકે દાખલ કરેલાં. એ બાઇ પણ સુશીલ, નમ્ર, શાન્ત અને સમજુ હતાં. પતિના સર્વ વ્યવસાયોમાં તેમની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. લેડીઝ કલબનાં તેઓ સેક્રેટરી થયાં હતાં. રા. બા. લાલશંકરે મને તેમની મદદનીશ તરીકે નિમાવી અને સ્ત્રીવર્ગ માટે કામ કરવાની તક આપી. પોતે વહીવટનો માર્ગ દેખાડે અને અમને કામ શીખવે. સંસ્થાનો વહીવટ બને તેટલી કરકસર કરી કેમ કરવો તેનું શિક્ષણ તેમની પાસે લેવા યોગ્ય હતું. એક પણ પૈસો ખરચ્યો હોય અને તે ખરચ્યા સિવાય કામ થઇ શકે તેમ હોય તો તરત તેમનો ઠપકો આવે.

રા. સા. મહીપતરામના કુટુંબ ઉપર તેમને બહુ ભાવ, તેથી મને જાહેર કામ કરવામાં દોરવાનો બહુ ઉત્સાહ હતો. કોઈપણ તેવી તક જવા દેતા નહિ અને કુટુંબના મુરબ્બી વડીલ તરીકે તેમની આજ્ઞા ઉઠાવવામાં અમે કૃતકૃત્યતા સમજતાં.

સમાજસુધારણાના સર્વ પ્રશ્નો તેમને અગત્યના લાગતા. તેઓ વિધવાપુનર્લગ્નના હિમાયતી હતા. 'સંસારસુધારા હોલ' નામે આજે જે મકાન છે તે તેમણે પોતાને ખર્ચે બાંધેલું છે.

પોતે નદીપાર બંગલે રહેવા ગયા ત્યારે આસપાસના લોકોને વૈદકીય મદદની જરૂર જણાતાં પોતાના ભત્રીજા પાસે ધર્માદા દવા-

ખાનું કઢાવ્યું હતું અને તે ભાઈનું જુવાન ઉમરે અવસાન થયું ત્યારે જમીન મેળવી ત્યાં રવિશંકરના સ્મારક તરીકે દવાખાનું બાંધવા વ્યવસ્થા કરી

આમ તન, મન અને ધનથી અમદાવાદ શહેરની તેમણે સેવાઓ કરી છે. પોતાની સંપત્તિના પ્રમાણમાં બહુ મોટો હિસ્સો તેમણે જાહેર કામોમાં ખરચ્યો છે.

લોકસેવાના પાઠ તેમના સમાગમમાં આવનાર સહુકોઇને થોડે ઘણે અંશે પઢાવ્યા હતા. પોતે કામ સોંપે તે ચોક્કસ અને બરાબર થવું જોઇએ એમ આગ્રહ રાખતા. આ બધું કામ કરવાનો વખત તેઓ કેવી રીતે મેળવતા એ આશ્ચર્ય ઉપજાવે તેવું છે. અમદાવાદ જેવા ભારે કામોવાળા શહેરના ફર્સ્ટ કલાસ સબજજને ફુરસદ મળવી એ દુર્લભ ગણાય છે. કોર્ટમાં કામ ચલાવે અને ઘેર જજમેંટો લખે એમાં વખતનો તમામ વ્યય થાય એમ જણાતું. આજે પણ એ હોદ્દાના અમલદારોની ફરિયાદ છે કે પળનો વિરામ કે આરામ નથી મળતો, પરન્તુ આ ઉત્સાહી અને સામર્થ્યવાન અમલદાર નોકરીના કામ ઉપરાંત અસંખ્ય સાર્વજનિક કામો સતત કર્યા કરતા. નોકરીમાં જજ તરીકે ખરુંખોટું પારખી લેવાની અતિ તીવ્ર બુદ્ધિ તેમની હતી. કાયદાનું ઊંડું જ્ઞાન અને સત્ય તારવવાની શક્તિ વડે તેઓ ઉત્તમ ન્યાયાધીશ ગણાયા હતા. અમદાવાદના વતની અને બહોળી પિછાન છતાં શુદ્ધ ન્યાયનું પાલન કરનાર તરીકે તેમની નામના હતી. અપ્રામાણિકપણું કે કોઇ લાગવગ ન્યાયના કામમાં તેમની સમક્ષ ચાલી શકતાં નહિ. ન્યાયાસન પર બેસે ત્યારે કોઇ સંબંધ કે લાગણી જાણે તેમનામાં વસતાં જ ન હોય એમ લાગતું. આવા અદલ ઇન્સાફી ન્યાયાધીશ વિરલ હોય છે.

તેમને સંતતિ નહોતી. પોતાનાં એક ભત્રીજી મણિબહેનને પુત્રીથી પણ અધિક ગણતા અને તે બહેનને પાસે રાખી પોતે સ્ત્રીજાતિની

ઉન્નતિની સર્વ ભાવનાઓ તેમના તરફ પ્રગટ કરી હતી એ બહેનને સારુ શિક્ષણ અને સુસંસ્કાર આપ્યા હતા, અંગ્રેજી, ચિત્રકામ, સગીત વગેરે શીખવ્યું હતુ રમતો રમતા તેમજ લખતા પણ તેઓ સારુ જાણતા રા દોલતરામ કાશીરામ નામે સરકારી ગૃહસ્થ સાથે તેમનું લગ્ન થયુ હતું એ ભાઈ મણિબહેનની આકાંક્ષાઓને ઉત્તેજન આપે તેવા હતા દુર્દૈવે લાલશંકરભાઇની હયાતીમા જ આ બહેનો સ્વર્ગ વાસ થયો, તેનો આઘાત ઘણો લાગ્યો હતો

ન્યાયાસનનને શોભાવનાર અને સાર્વજનિક કામોમા અતિ દૂર અગ્રેસી રાખી નાણાની વ્યવસ્થા કરનાર આ સદ્ગૃહસ્થને મિલમાલિકોના પરિચયથી કે ગમે તે કારણથી નિવૃત્ત થયા પછી મિલ ચલાવવાની અભિલાષા થઇ અને પોતે મિલ ખરીદી પોતાના નાણા તેમા રોકયા પણ આમા તેમની ગણતરી ખોટી પડી અને એ જ મિલના વહી વટોના બોજાએ તેમનુ શરીરસ્વાસ્થ્ય બગાડયુ અને મગજ પરના એ ભારથી તેઓને મદવાડ આવ્યો જેને પરિણામે તેમનો દેહોત્સર્ગ થયો, તેમના મિત્ર રા બા ભીમભાઈ કિરપારામે પણ ઉત્તરાવસ્થામા અહીંના મિલમાલિકોનો પાશ લાગવાથી મિલમાલિક થવાની ઇચ્છાએ સુરતમા પોતાના સર્વ નાણા રોકી મિલ લીધી અને તેમની આખી જિંદગીની પ્રામાણિક કમાઇ એમા ઘસડાઇ ગઇ

સ્વ રમણભાઇ અનેક વાર કહેતા કે સરકારી નોકરો વેપાર કરવા જાય છે તેમા ફાવતા જ નથી લાલશંકરભાઇ, ભીમભાઈ, દી બા અમાનાત સાકરલાલ અને જૂના વખતના સરજજ રણછોડલાલ કપૂરચદના વખતના આ સબધમા તેઓ દષ્ટાત આપતા વિશેષમા તેઓ એમ પણ કહેતા કે વકીલાતની સાથે વેપાર કરવામા પણ વકીલો નિષ્ફળ જાય છે અને દષ્ટાતમા રા વજરાય સાકરલાલ આદાસિલ, રા કેશવલાલ મોતીલાલની વાસણની ફેકટરી અને રા ત્રીકમલાલ દામોદરનુ કાચનું કારખાનું જણાવતા વેપારી પદ્ધતિ,

વેપારી જીવન એ માટે તૈયારી શરૂઆતથી હોવી જોઇએ અને તેમા ઘડાયા વગર માત્ર મરજી થવાથી વેપારી બની શકાતું નથી એ તો જાણીતી વાત છે.

રા બા. લાલશંકર એવા પુણ્યશાળી મહાપુરૂષ હતા કે તેમણે પોતાનું જીવન આદર્શમય બનાવ્યું હતું પરાર્થે જીવન ગાળવામા તેમણે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી હતી; અનેકને સુમાર્ગે ચઢાવ્યા હતા. તેમનુ મિત્રમડળ બહુ બહોળું હતું, પરતુ અમારા પર તેમનો ખાસ પક્ષપાત અને વિશ્વાસ હતો: પોતાની સર્વ સંસ્થાઓની વ્યવસ્થા તેમણે રમણભાઇને સોપી હતી અને પોતાની મિલકતના વહીવટદાર તરીકે નીમ્યા હતા.

* * *

**આ** સ્મૃતિચિત્રોનુ આલેખન કદાપિ કોઇને નિષ્પ્રયોજન લાગશે અને કોઇને આત્મશ્લાઘા જણાશે, પરતુ નવા જમાનાના વાચકવર્ગને તે સમયની હકીકતોમા થોડુંઘણુ જાણવા જેવુ મળશે એ ઉમેદથી જ એ આલેખ્યા છે. આપણા દેશણા પણ યુગપલટો કેટલો વેગભર થયો છે તેની ઝાખી એમાથી થશે અને વ્યક્તિઓના ઘડતર પર કેટલા વિવિધ સસ્કરણો પડે છે તેનો ખ્યાલ આવશે તો આ લખવાનો હેતુ સફળ થશે. આપણે કેટલીક મોટી વ્યક્તિઓ વિશે ઘણુ જાણીએ છીએ અને કેટલીક મોટી વ્યક્તિઓ સબધે કાઈ જ જાહેરમા લખાયેલુ નથી હોતું. વળી સામાન્ય માણસો પણ જીવનમા કેવા ઉપયોગી કામો પોતાની સ્થિતિમા રહી કરે છે તે પણ જગત જાણે તો સારું એમ લાગ્યુ છે. મને પોતાને તો એમા બહુ જ પાછળ-background મા રાખવા પ્રયત્ન કર્યો છે. આટલા ઉલ્લેખ સાથે આ ચિત્રમાળા સમાપ્ત કરુ છુ.

## જીવનવિધાયક

આ સંસારમાં અનેક વ્યક્તિઓ એવી હતી અને છે કે જે અન્યના જીવનના વિધાયક બને છે, તેમનો જીવનક્રમ ઘડે છે અને તેમના ભાગ્યવિધાતા લગભગ બને છે એમ કહીએ તો ચાલે. આ બાબતમાં સત્તા, ધન અને ચારિત્ર્ય એ અગત્યનો ભાગ ભજવે છે. થોડાં દૃષ્ટાંત લઈશું. રાજ્યસત્તા એવી છે કે જે વડે એક જ મનુષ્ય પોતાના અંગત નજીવા કારણસર હજારોને લડાઈમાં ઉતારી તેમાંના ઘણાને મૃત્યુને શરણ કરી દે છે અને તેને પરિણામે તેમની આયુષ્યદોરી ટૂંકી કરે છે, એટલું જ નહિ, પરંતુ તેમની પાછળ રહેનારના ભાગ્યની ગતિ પણ બદલાઈ જાય છે. ધનવાન માણસ કોઈ વ્યક્તિઓને એવી સહાયતા કરે કે તેઓ તે વડે નહિ કલ્પેલી સ્થિતિઓ પ્રાપ્ત કરી શકે છે અને એ રીતે ધનિકો બીજાના ભાગ્ય રચનાર બને છે. ચારિત્ર્યશાળી મનુષ્યો, સંતો વગેરે અનેકના જીવનક્રમ પલટાવી નાખે છે. તેવાનો સમાગમ અને વાણી કેવાં અણધારેલાં પરિણામ નિપજાવે છે, તે આના ઇતિહાસની જ નહિ પણ આપણા જીવનમાં બનેલી અને જોયેલી હકીકત છે. જેમના આધ્યાત્મિક બળથી સેંકડો અને હજારો ગાઉથી શ્રીમંત અને સરકારી સ્ત્રીપુરુષો આકર્ષાઈ આવે, નજીકથી સરકારી અને અસરકારી સર્વે ધંધાદાર સુખવૈભવનો ત્યાગ કરે, અને અધમ ગણાતા ગરીબ હરિજનની સેવા કરવા પ્રેરાય એ પુણ્યપ્રભાવ ગાંધીજીએ કેટલાના આત્મા ઉન્નત કર્યા છે એ એક દૃષ્ટાંત હાલના સમય માટે પૂરતું છે.

ઉપરના તો માત્ર દૃષ્ટાંત જ છે, પ્રસ્તુત સંબંધમાં એવી રાજ્ય, ધન કે આધ્યાત્મિક સત્તા માટે કહેવાનું નથી. માત્ર એક મનુષ્ય બીજાનો જીવનક્રમ રચી શકે છે એટલું જ તાત્પર્ય છે, એટલે કે મનુષ્ય-જીવનની રચનાના પાયાઓ, પૂર્વજોના સંસ્કાર, પરિસ્થિતિ અને શિક્ષણ તેમાં પરિસ્થિતિ કેટલો મોટો ભાગ ભજવે છે તે સહજ જણાઈ

આવશે. મારે પોતાને વિશે કહું તો યત્કિંચિત્ જે કાંઈ છું તે પરિસ્થિતિને લીધે જ છું. મારા શિક્ષણનો પ્રબંધ પણ એ પરિસ્થિતિને આભારી છે એટલે એ પરિસ્થિતિમાં ન હોત તો શિક્ષણનો માર્ગ પણ ખૂલત નહિ. જેમણે પોતાના જીવનના ઉત્કર્ષ સાથે મારું જીવન ઘડ્યું તેમને મારાં અનેક કોટિ વંદન છે.

ચાળીસ વરસ સતત સહવાસમાં—જેમાં ૭ મહિનાનું પણ સામટું અંતર નહિ પડેલું—અસંખ્ય બાબતો બની હશે જે સ્વર્ગસ્થના ચરિત્ર-નિરૂપણ પર પ્રકાશ નાખી શકે. પરંતુ તેની નોંધ દુર્ભાગ્યે કોઈએ રાખી નથી. વળી મારી યાદદાસ્ત આવી બાબતોમાં અત્યંત નબળી છે. વિશેષમાં મેં એવી વિગતો યાદ રાખવાની દરકાર નહિ કરેલી, કારણ કે મેં પૂર્ણ વિશ્વાસથી માનેલું કે મારા સુખમય જીવનનો અંત પહેલાં આવશે અને મારે આ પ્રસંગો યાદ કરવાની અગત્ય જ નહિ રહે. પરંતુ મારો વિશ્વાસ ભૂલભરેલો નીકળ્યો અને આજ મારી કલમને આ લખવાનું પ્રાપ્ત થયું છે એ મારું દુર્દૈવ છે.

આપણા હિંદુ સમાજમાં પ્રત્યેક પરિણીત સ્ત્રી સૌભાગ્યવતી કહેવાય છે, પરંતુ લગ્ન સૌભાગ્યરૂપ કેટલાને થાય છે એના આકડા કાઢવા મુશ્કેલ છે. દેખીતા અણબનાવો—કજિયા, ઉપરાંત પણ, લોકલજ્જા, સાધનના અભાવ, અજ્ઞાન, વગેરે કારણોથી બહાર ન જોવામા આવતા દુઃખમય હૃદયોની ગણતરી કોણ કરી શકે તેમ છે? જનસમાજમા લગ્ન મોટે ભાગે બંધન અને બેડીરૂપ બની સ્ત્રી વર્ગને તો ખાસ કરીને જકડી રાખનાર છે, અને જગતના વ્યવહાર માટે એથી સારો બીજો માર્ગ નહિ હોવાથી શ્રેયસ્કર મનાય છે. પરંતુ એને આદર્શ માન્યો છે તે એ જ કારણથી કે જેમના જીવન-સંબંધમાં કોઈ પણ જાતના અંતરાયો નથી આવતા તેઓ પરમ સૌભાગ્ય પ્રાપ્ત કરે છે અને એવું સૌભાગ્ય લગ્નથી જ મળે છે જેથી સૌભાગ્યવતી કહેવડાવવાનો હક પરિણીત સ્ત્રીને રહે છે. સૌમ્ય,

સરળ, નમ્ર શાંત મતનિષ્ઠ, બુદ્ધિશાળી, વત્સલ, રસિક, મશ્કરી અને નિષ્કલંક જીવનસાથી મેળવનાર પરમ સૌભાગ્યવાન કહેવાય અને તેવું સૌભાગ્ય ઈશ્વરે મને આપ્યુ હતુ એમ કહેવામા જરાપણ અતિશયોક્તિ નથી પરતુ પુણ્યની કાઈ ઊણપ મારી જેથી મારા જીવનના અંત સુધી પહોચ્યુ નહિ અને આજ એ સાથીના ગુણ ગણવાનુ મારા નસીબમા આવ્યું છે

સ્વ રા બા ભોળાનાથભાઈને સ્વ રા સા મહીપતરામના કુટુબ સાથે લગ્નસબધ બાધવાની તીવ્ર ઇચ્છા હતી ભોળાનાથ ભાઈનુ કુટુબ બહોળુ પણ મહીપતરામભાઈનુ ત્રણ પુત્રોનું બહુ જ નાનુ કુટુબ અને બધાનો સબધ ગોઠવાઈ ગયેલો પાછળથી ભોળા નાથભાઈની હયાતી બાદ મારુ લગ્ન થયુ એ પછીના લગભગ ચાળીસ વર્ષો ત્રણ વિભાગમા વહેંચી શકાય તેમ છે (૧) સરકારી નોકરીનો સમય, (૨) વકીલાતના ધધાની શરૂઆતથી રા બા લાલશકરભાઈના મૃત્યુ સુધીનો સમય અને (૩) તે પછીનો સને ૧૯૨૯ સુધીનો.

નોકરીના સમયમા મારો અભ્યાસ ચાલતો હતો, એક શિક્ષક પિતાના પુત્રને શિક્ષણ આપવાનો અતિશય શોખ હતો એની પ્રતીતિ ઘણાને થઈ ગઇ છે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજને અંગે વર્ગો હતા તેમા માત્ર અંગ્રેજી પાઠ્યપુસ્તકો શીખવાતા, બીજા કોઇ વિષયો ચાલતા નહિ અમે પાચમા ધોરણમા આવ્યા ત્યારે ત્યાના લેડી સુપરિન્ટેન્ડેન્ટ ના ભલા પતિ મિ મૅકેંઝીએ અમને ઍલ્જિબ્રા, જ્યોમેટ્રી શીખવવાની શરૂઆત પોતાની ઇચ્છાથી કરી ને પછી છઠ્ઠા ધોરણમા ચાર શાળી (મિમિસ યશોદાબાઇ ઠાકુર, મિસ ગુલમાનુ પેન્ટ અને હું) તૈયાર કરી મેટ્રિકની પરીક્ષામા મોકલીએ તો કેમ એ વિચાર આ પો ને અમલમા મૂકવા તૈયારી કરવામા આવી નિશાળમા તો ટ્રેનિંગ કૉલેજના ગુજરાતી શિક્ષકો અને અંગ્રેજી શાળાના બે અંગ્રેજી બાનુઓ જેઓ

તે વખતે આજની પેઠે ગ્રેજ્યુએટ વર્ગમાંથી નહોતા લેવાતાં, એટલે કોઇ પણ આ શિક્ષણ આપી શકે તેમ નહોતું આને માટે પાચ કે ૭ ખાનગી શિક્ષકો રોકયા જે નિશાળમા આવી વર્ગને શીખવે. વિજ્ઞાનનો તો એક અક્ષર પણ અમે જોયેલો નહિ જૂના વખતમાં માત્ર સાતમા ધોરણમા જ ખગોળવિદ્યા, રસાયનશાસ્ત્ર(Chemistry), ભૂગોળ મિસિસ મૅકફી જાતે શીખવતા, બાકીનુ બધુ શિક્ષકો ચલાવતા. સાથે છઠ્ઠા ધોરણની રીતસરની પરીક્ષા પણ આપવાની હતી, કેમકે તેમ ન થાય તો કદાચ મૅટ્રિકમા સફળ ન થવાય તો પાછુ છઠ્ઠા ધોરણમા રહેવું પડે. વિશેષમા આ બધો વિચાર બીજી ટર્મમા કર્યો અમે ત્રણે વિદ્યાર્થિનીઓના કુટુબીજનોએ જો અનુકૂલતા કરવામા સકોચ રાખ્યો હોત તો આ વસ્તુ કદી સિદ્ધ થાત નહિ શિક્ષકો ઉપરાત પ્રત્યેક વિષયમા મને તો ઘેર પણ મદદ મળેલી આ વખતે મૅટ્રિકની પરીક્ષા મારાથી અપાઇ ના હોત તો ફરી તે અપાત નહિ એમ હું ચોક્કસ માનુ છુ અને અભ્યાસ ત્યા જ અટકી પડત એ પરીક્ષા પસાર કર્યા પછી આગળ કૉલેજમા જવાનો જરા પણ ખ્યાલ નહતો એટલે ઘેર અભ્યાસ કરવાનો શરૂ કર્યો સસ્કૃત ભાષા અને તૌર્કિક એ બે વિષયો પોતે શીખવવા શરૂ કર્યા આમ શીખવામા જેમ એક પ્રકારનો આનદ હતો તેમ સાથે કોઈ વાર સમજણ ના પડે કે કાઈ આવડે નહિ ત્યારે મનને ઘણી વાર માનહાનિની દશા જેવુ લાગતુ અને ગહારના શિક્ષક પાસે શીખવામા આવી સ્થિતિ ન થાય એમ પણ થઇ જતુ અગ્રેજી પુસ્તકો, બાઇબલ, ગીતા, શાકરભાષ્ય વગેરે અનેક પુસ્તકોમાથી એકાદનું વાચન હમેશ થતુ અને તેમા શ્રી યશોદાબાઇ ડાકુર, ન ગડુલાલ, સૌ. શારદાબહેન વગેરે, ઘણા પુસ્તકો વાચવામા સાથે હતા

'જ્ઞાનસુધા' પત્રની ચઢતી કળા આ સમયમા જ હતી અને તેને માટે લેખો લખવાનું કામ ખૂબ વેગથી ચાલતું આપણે ત્યા પત્ર

છાપવામાં માત્ર લેખ લખીને જ બેસી રહેવાનું ભાગ્યેજ હોય છે; તેને છપાવવાની સર્વ વ્યવસ્થા એટલે કે પ્રૂફ વાંચવા વગેરેની તંત્રીને જ શિરે ઘણુંખરું હોય છે. અહીંનાં છાપખાનાં હજી પણ એટલી દશાને નથી પહોંચ્યાં કે લેખની નકલ આપી એટલે કાંઈ જ જોવાનું પછીથી ન રહે રાત્રે ઉજાગરા વેઠી લેખ લખવા અને તેનાં પ્રૂફ તપાસવામાં તેટલો જ વખત કાઢી આંખને ત્રાસ આપવાનું એ ખરેખર દુઃખદ છે. 'જ્ઞાનસુધા'ની નાણાંની સ્થિતિ નબળી એટલે કોઇને એ કામ કરવા સોંપવાનુ બને તેમ નહોતું તેમજ જે ચોકસાઇ, ચીવટ અને કાળજી પોતે જાતે રાખે તેવી કોઈ રાખી શકે નહિ, તેથી એ કામ માથે લેવા મારી હિંમત નહોતી. પ્રૂફ વાંચવામાં મદદ કરતી અને એ તમામ લેખો એ રીતે મેં વાંચેલા છે, પરંતુ પ્રૂફ તપાસવા-ની જવાબદારી કોઇ જ લઇ શકે તેમ નહોતું.

'ભદ્રંભદ્ર' છપાયું અને તેના સામે ખૂબ રોષ પ્રદર્શિત થયો. એમાં શિષ્ટતાની મર્યાદા ઓળંગાઇ. આ પ્રસંગે અમને બધાંને અત્યંત કષ્ટ થતું, પરંતુ એ બાબત સ્વર્ગસ્થે એક અક્ષર કોઇને ફરિયાદ કરી નથી. ઊલટું, ટીકાકારોને જવાબો લખવા તૈયાર થનારને વારવામાં આવ્યા હતા. આટલા બધા અઘટિત નીચ હુમલા સામે પૂર્ણ શાંતિ જાળવવા અને મનમાં એ સંબંધે ન લગાડવું એ શી રીતે બનતું તે અમે કાંઈ સમજી શકતાં નહિ. પરંતુ એ માર્ગગ્રહણની યથાયોગ્યતા સમયે પુરવાર કરી છે. આ ગાળામાં જ મારો કૉલેજનો અભ્યાસ ચાલતો જેમાં અનેક પ્રકારની મદદ મને મળેલી.

આ પછી ગ. બા. લાલશંકરભાઇની અમદાવાદ બદલી થઈ. થોડા વખત પછી રા. બા. ભીમભાઇ કિરપારામ અહીં તાલુકદારી સેટલમેંટ ઑફિસરની જગ્યાએ આવ્યા. આ બે સદ્‌ગૃહસ્થોના સમાગમથી અમદાવાદના જાહેર જીવનમાં જોડાવામાં સ્વર્ગસ્થને પ્રસંગ પ્રાપ્ત થયો. લાલશંકરભાઈ તો રા. સા. મહીપતરામના શિષ્ય અને કુટુંબના

હિતૈષી પ્રથમથી જ હતા, પરંતુ રા. બા. ભીમભાઈ સાથેનું ઓળખાણ નવું જ હતું તેઓ સરકારી નોકર છતાં અજબ હિંમતવાળા હતા એ વાત સર્વવિદિત છે. વકીલાતનો ધંધો કરવાની ઇચ્છાને આ બંને ગૃહસ્થોનો સંપૂર્ણ ટેકો હતો, બલકે એ તરફ વૃત્તિ કરવામાં ઘણું જ ઉત્તેજન આપેલું અમદાવાદમાં રહી જાહેર સેવા કરવાની તક મેળવવી એ જ તે બંનેનો ઉદ્દેશ હતો. જાહેર સેવાના પદાર્થપાઠ રા. બા. ભીમભાઈને ત્યાં ખૂબ મળતા. દી. બા. સ્વ. હરિલાલભાઈ પણ એ જ શાળામાં તૈયાર થયેલા લાલશંકરભાઈ, ભીમભાઈ અને શેઠ મનસુખભાઈ ભગુભાઈ એ ત્રણે જુદી જુદી પ્રકૃતિના જુદા વ્યવસાયના અને જુદા જ મતવ્યોવાળા ગૃહસ્થોએ અમદાવાદ મ્યુનિસિપાલિટીના તંત્રને નિયંત્રણમાં રાખવા માટે કૌશલ વાપરેલું. આ શહેરની પ્રગતિ માટે તેમણે પુષ્કળ મંત્રણાઓ ચલાવેલી. ગુજરાતી મ્યુનિસિપાલિટીઓ તરફથી ધારાસભામાં એક પ્રતિનિધિ મોકલવામાં આવતો અને તેમાં અમદાવાદના મત સૌથી વધારે ઉપયોગી હતા ધારાસભામાં સ્વ. ગોકળદાસ કહાનદાસની ઉમેદવારીને ટેકો આપવો એ મૂળ હેતુથી મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં તેઓ રસ લેતા થયા, કારણ કે ગોકળદાસ એ ત્રણેના પરમ મિત્ર હતા, વળી ગુજરાતની પ્રજાના મોટા હિમાયતી હતા આ પછી તો મ્યુનિસિપાલિટી ખૂબ આકર્ષક બની છે. સિવિક લાઈફ જેને કહેવામાં આવે છે તે વસ્તુ જ એવી છે કે એમાં રસ લેનાર સદાય એમાં મચ્યા રહે તેમ આ ત્રિપુટીએ અમદાવાદના જાહેર જીવનના ઘડતરમાં મોટો હિસ્સો આપ્યો છે શ્રી ગણેશ વાસુદેવ માવળંકરના ઘરમાં રા બા ભીમભાઈ રહેતા અને ત્યાં સાંજે શહેરના સંભાવિત ગૃહસ્થોનો અખાડો જામતો ચાના તપેલા ઉકાળી ઘરના માણસ કંટાળતા. અમદાવાદનું જીવન અહીં સ્થલીક દિશામાં ઘડાતું હતું.

સરકારી નોકરી છોડી વકીલાત શરૂ કરવા સાથે સ્વર્ગસ્થની જિંદગીનો બીજો તબક્કો શરૂ થાય છે. (બાળપણ અને અભ્યાસ

કામોનો બોજો તેમના પર લદાયો આને પરિણામે જો કે કાર્યદક્ષતા તો અદ્ભુત આવી, કાર્યો પણ અનેકાનેક થયા, પણ માનસિક શક્તિ એને અસાધારણ કામ આ યુ આપણે સર્વ જાણીએ છીએ તેમ કુદરત પોતાના નિયમોનો ભ ગ કદી ચલાવી લેતી નથી, તેમ આ ભાર નીચે કચરાતા મ ગજની કાર્યશક્તિ ટકી શકી નહિ અને છેવટે સામટો વિધ્વમ આવ્યો સને ૧૯૦૫મા અમારા એક સ્નેહી દાકતરે કહેલું કે શરીરના નિયમોમા ગુણાકારનો હિસાબ છે તેમ એક આંક વધારે મૂકશો તો બીજો ઓછો મૂકવો પડશે શક્તિ વધારે વાપરશો તો વરસની સંખ્યા ઘટાડવી પડશે અને થયુ પણ તેમ જ.

કેટકેટલા માણસોના કામ કરી આપેલા તથા તેમ॥ કામ પાર પાડવામા મદાવતા કરેલી તે અમારી જાણમા નહોતું તેમના અવ સાન સમયે તેવા માણસોના પત્રો આવ્યા ત્યારે જ તે હકીકત અમે જાણી હતી

લાનશકરના મૃત્યુ પછી ॥ આ છેલ્લા તબક્કામા તો સ્વર્ગસ્થના કામનો સુમાર નહોતો કુટુબીઓ તો તેમની સાથે નહિ જેટલો સમય મળી શકતા એક વાત પૂછવાની હોય તો સ્વસ્થતા જોઇને કહેતા અઠવાડિયા વીતી જતા પોતાના ધધા સાથે આવુ અને આટલુ કામ કરનાર થોડા જ હશે વધારામા પોતાનુ કરેક કામ જાતે કરવુ એ ટેવને લીધે ના ાામા નાના કામથી ભારેમા ભારે કામ કરવાને શ્રમ ઉઠાવવો પડતો. એક ચીઠી કે કોઇ ો મોઢે ઉત્તર આપવો હોય તો જાતે જ કરવુ એ સ્વભાવથી નાના કામો જે ગમે તે કોઈ કરી શકે એવામા કામ અ ે શક્તિનો વ્યય થયો પોતાનુ કામ પોતે કરી લેવુ એ અનન્ત સારી વસ્તુ છે, પણ તેનું કાઇક પ્રમાણ હોવુ જોઇએ દેશી રાજ્યોમા સ્વર્ગસ્થના ઓળખીતા ઘણા દાખલ થઈ પોતાના મોજા બૂટ અને કપડા બીજા પાસે કઢાવે તે ઉપર તેમનો તિરસ્કાર હતો, પરતુ કોઈ પણ કામ બીજા

પાસે ન કરાવવુ એવી કાર્યની વહેંચણી હોય તો જગતમા આગળ વધાય જ નહિ ટપાલ પણ જાતે નાખવી, કેમક કોઈ કદાચ ભૂલી જાય કોઈ પાસે પાણી પણ મંગાવીને પીવુ નહિ, આવી મનોવૃત્તિ સેક્રેટરી રાખવાની વાત કરીએ તો કહે કે તેને બતાવવામા જે વખત જાય તે કરતા થોડા વખતમા અને સારુ કામ હું જાતે કરુ ગામ જવાનો સામાન પણ કોઈ કરે તે ફાવે નહિ, વખતે કાંઈ રહી જાય પોતાની એવી ચોકસાઈ કે કદી જ કશુ ભૂલે નહિ, એટલે અમારે કબૂલ કરી લેવુ પડે કે હા, કદાચ કાંઈ રહી જાય એ સંભવ ખરો પોતાની અસામાન્ય સ્મરણશક્તિને ધોરણે બીજા કોઈ કામ કરી જ નહિ શકે એવી દૃઢ માન્યતા અને તે સાચી જ કેટલાકની યાદદાસ્તી ઝીણી નજીવી બાબતો સબધે બહુ જ તેજ હોય છે નગામી બાબતોની વિગતો તેમને એટલી બધી યાદ રહે કે એકાદ નાના બનાવનુ વર્ણન જેટલી વાર કરે તેટલી વાર અક્ષરશ એવુ એ જ કરી શકે કેટલાકની સ્મૃતિમા મહત્ત્વની બીનાઓ જ સંગ્રહાયેલી હોય અને તેમા જરા પણ ઊણપ ન હોય પરતુ સ્વર્ગસ્થની યાદદાસ્ત તો નાનીમોટી, નજીવી અને મહત્ત્વની સર્વ બાબતોમા અત્યત સચોટ એવી યાદદાસ્ત મેં કોઈની જોઈ નથી એટલે એવી દરેક બાબતમા એમના સંબધમા આવનારો નમતુ આપવુ જ પડતુ અમારે ત્યા સખ્યાબધ પુસ્તકો હતા, એની યાદ કોઇ ઠેકાણે લખેલી નહોતી, પરતુ છ સાત કબાટમા દરેકેદરેક પુસ્તક ક્યા છે તેની ચોક્કસ માહિતી ધરાવતા અને તેના રૂપ રગ સ્થાન વિશે એટલી ભૂલ વગરની સ્મૃતિ કે એક ક્ષણમા શોધી આપે એટલુ જ નહિ, પણ કોઇ બીજી જગામા ફેરફાર કરી નાખશે એ બીનિથી જેને જોઇએ તેને પોતે જાતે જ ચોપડી કાઢી આપે હજાર કામ મૂકીને આનદ પૂર્વક પુસ્તક કાઢી આપવામા જરા પણ આનાકાની નહિ એ પુસ્તકોની યાદી કરવાની સૂચના કુટુબીઓએ અનેક વાર કરેલી પણ

તેથી તેમની માનસિક યા ગે અસ્તવ્યસ્ત થઈ જાય એમ ધારી કરવા દીધેલી નહિ અમને લાગતું કે ઉચ્ચ શક્તિઓનો આ નિરર્થક વ્યય થાય છે. અસંખ્ય કમિટીઓ અને સભામા જવાનું હોય, પણ તેની નોધ પણ કરવાની નહિ, એમ માનીને કે આથી તો વિસ્મરણના માર્ગે ઉતરી પડાય છે. આમ શરીર અને મનની શક્તિઓ અનિવાર્ય અને નિવાર્ય બાબતોમા પુષ્કળ ઘસારો પામી

ચોતરફ કામના બારથી કચડાઈ ગયેલા જીવનવ્યવહારમા તેમના ખરા સ્વભાવ અને વર્તનનું દર્શન સાથે રહેનારને જવલ્લે થવા પામતું પરતુ અમદાવાદની સીમા મૂકી બહાર ગામ હવા ખાવાને સ્થળે એઓની સર્વ મનોવૃત્તિઓ પરિપૂર્ણ રીતે પ્રદર્શિત થતી કુટુબવત્સલતા, આનદપ્રિયતા, હાસ્યપ્રેમ, અહીં જ થતો અને જાણે બે જુદી જ વ્યક્તિઓ એક દેહમા હોય એવુ ઘણી વાર લાગતું અર્થાત્ એક માણસ ઉઠાવી શકે તેથી ઘણું વધારે કામ માથે પડવાથી જીવનના ઉલ્લાસ, ઉત્સાહ અને પ્રફુલ્લતાને અત્યત હાનિ પહોચી હતી એટલુ જ કહેવાની મતલબ છે

ફરજ અથવા કર્તવ્યનું ભાન સ્વર્ગસ્થના જેવુ ભાગ્યેજ જોવામા આવે છે માથે લીધેલુ અગર આવી પડેલુ કર્તવ્ય યથાયોગ્ય રીતે પાર પાડવામા તન મન અને ધન અક્ષરશ -Literary ખરચી નાખવામા કદી પણ પાછુ જોતા નહિ. આ બાબતમા સલાહ આપવાની કે સૂચના કરવાની પણ કોઈની તાકાત નહોતી સલાહ આપનાર ધૃણાને પાત્ર બને અને સલાહ માનવામા તો ન જ આવે આવો આગ્રહ કેટલીક વાર દુરાગ્રહની મર્યાદાએ પણ પહોચી જતો આ ાા એક બે દૃષ્ટાતો બસ થશે કાઉન્સિલની બેઠકમા પુષ્કળ તાવ ભરેલે શરીરે કોઈને પણ સાથે લીધા વગર—નોકરને પણ—મુબઈ જઈ ત્યા હેરાન થવાનો એક વાર પ્રસગ આવેલો. પૂનામા લોકલ સેલ્ફ ગવર્નમેંટની પરિષદમા છેલ્લા મહવાડમા અસ્વસ્થ દેહ સાથે એકલાએ જ

જે અમદાવાદનું પ્રથમ રાજકીય મંડળ હતું તેના પણ પોતે સભ્ય હતા. બંધારણને માર્ગે દેશની રાજકીય ઉન્નતિ થશે એમ નિશ્ચયપૂર્વક માનતા હતા તેથી જ એ માર્ગ છોડી દેવાથી દેશનું અહિત થશે એવી આત કરણપૂર્વકની માન્યતાને લઈને જ કોંગ્રેસના ઉદ્દામ પક્ષમા પોતે જોડાયા નહિ ઉદ્દામ પક્ષનો કાર્યક્રમ દેશના ભવિષ્યને પાછળ પાડશે એવો મત અને પક્ષનો વધતો જતો વિસ્તાર એ બે વચ્ચે મનને અતિશય મૂઝવણ હતી રાજ્ય કરતી પ્રજાને શું લાગશે, તેમને અપ્રિય થવાશે એ લાગણીથી નહિ, પણ પોતાની શ્રદ્ધાથી જ આ ગૂચવણ ઉત્પન્ન થઈ હતી. વિનીત પક્ષના સર્વ મંતવ્યો તેમને માન્ય નહોતા, પરતુ વ્યક્તિ ગૌણ છે અને પક્ષ તે વધારે મહત્ત્વનો એમ દૃઢતાપૂર્વક માની તે પક્ષના કાર્યક્રમને વળગી રહેવુ ઉચિત માનેલું મહાત્મા ગાંધીજીના સર્વ રાજકીય અભિપ્રાયો તેમને માન્ય નહોતા, પરંતુ ગાંધીજીનું અસામાન્ય મનુષ્યત્વ તેમને જણાયેલું અને ગાંધીજીની સામાજિક પ્રવૃત્તિઓ—ખાસ કરીને અંત્યજોદ્ધારના તેમના પ્રયાસો તરફ સર્વથા માનથી જોતા, એટલું જ નહિ, પરતુ તેમા બને ત્યા જોડાવા માટે તત્પર રહેતા તેવી સભાઓમા હાજરી આપી એ કાર્યનુ સમર્થન કરવા ચૂકતા નહિ 'નવજીવન'ના પ્રકાશનને તેમણે સહર્ષ વધાવી લીધેલુ ગાંધીજી જેવા મહાપુરુષ, જગન્માન્ય પુરુષને તેઓ ઓળખે નહિ એ બનવુ જ અશક્ય હતું અને એ જીવન જો લખાયુ હોત તો મહાત્માજીનું વિશેષ ને વિશેષ આકર્ષણ થાત એ એમની નાડ જાણનાર કહી શકે તેમ છે

ધર્મ તો એમનો પ્રાણ હતો પ્રાર્થના સમાજમા હાજરી આપવા માટે અશક્તાવસ્થામા પણ રોકાતા નહિ અને કહેતા કે હુ મરણ શય્યામા હોઉં તોપણ ત્યા તો જવાનો જ. પ્રાર્થના સમાજમા જવુ એટલાથી કાઇ ધર્મની પર્યાપ્તિ થતી નથી, પરતુ તેમના ધાર્મિક માનસનુ આ માત્ર બાહ્ય ચિહ્ન હતું આધ્યાત્મિકતા એ એમના જીવનનો

# વિશેષ નામોની સૂચિ